# સોરઠી બ્હારવટીયા

: : ભાગ પહેલો :



સંપાદક
ઝવેરચંદ મેઘાણી

# સોરઠી બ્હારવટીયા

:: ભાગ પહેલો ::

મૂલ્ય આઠ આના
પાકું પુંઠું બાર આના

સંપાદક
ઝવેરચંદ મેઘાણી

મુદ્રણસ્થાન
સૌરાષ્ટ્ર મુદ્રણાલય
રાણપુર



૧૯૨૭ : નવેમ્બર
પહેલી આવૃત્તિ : પ્રત ૨૦૦૦
૧૯૨૮ : જાન્યુઆરી
બીજી આવૃત્તિ : પ્રત ૩૦૦૦

મુદ્રક અને પ્રકાશક
અમૃતલાલ દલપતભાઈ શેઠ

# બીજી આવૃત્તિનું નિવેદન

ફક્ત પાંચ જ અઠવાડિયાંમાં આ પુસ્તકની પ્રથમ આવૃત્તિની બે હજાર પ્રતો પ્રજાએ ઉપાડી લીધી, એ હકીકત એમ બતાવે છે કે ગુજરાતની પ્રજા પોતાની પડતીના, અધોગતિના સમયમાં પણ શૌર્ય, સાહસ અને એકનિષ્ઠ પવિત્રતાનાં દૃષ્ટાંતો સામે મમતા અને માન-ભાવની નજરે નિહાળી શકે છે. ગુજરાતની શહેરી અને ગ્રામ્યવાસી, સમસ્ત જનતાને અસલી સૌરાષ્ટ્રીય ભાવના અને અસલી સબળ ભાષા પ્રત્યે જે આદર જન્મેલો છે, તેને સવિશેષ સંતોષવામાં આ મારો નમ્ર પ્રયાસ ખપ લાગ્યો સમજીને મારા ચાલુ કાર્ય પર હું બેવડો પ્રેમ અનુભવી રહ્યો છું. મારી દૃષ્ટિ સામે તો સોરઠી સાહિત્ય-સામગ્રીના થોકેથોક તરવરે છે. એને વાણીમાં ઉતારવા દિવસ રાત હું તલખું છું. પરંતુ એ મારી ત્વરાનો આધાર જનતાની ઝીલવાની ગતિ પર રહેલો છે.

'બહારવટીઆ'નાં વૃત્તાંતો પર તરેહ તરેહના તર્કો થઇ રહેલા છે અને પૂછવામાં આવે છે કે શું લોકોને બહારવટે ચડાવવા છે? પુસ્તકની સચોટ અસર વિષે પણ ભાતભાતનાં કારણો કલ્પાય છે: કોઇ કહે છે કે એના વાચન દ્વારા કતલ અને બદલો લેવાની બાલ-વાસનાઓ તૃપ્ત થાય છે, તેથી જ યુવકો એના પર આફ્રિન છે! કોઇ કહે છે કે એમાં અંગ્રેજ અધિકારી-ઓની દુર્દશાનાં જે ચિત્રો આવે છે તે નિહાળવામાં પ્રજાનો અંગ્રેજીરાજ પ્રતિનો સ્વાભાવિક અણગમો સંતોષાય છે ને સારૂ પ્રજા પ્રેમથી વાંચે છે! વગેરે વગેરે. આવી કોઇ કલ્પનાના ઘોડા છૂટા ન મૂકવા સહુને મારી વિનતિ છે. કેમકે હજુ તો આથી અઢી ત્રણ ગણો ઇતિહાસ બાકી છે. અને મારો સવિસ્તર પ્રવેશક હજુ પાછળ છે. મારો હેતુ રાજદ્વારી નથી, ઐતિહાસિક છે. હું તો, રાજસત્તા જેને કેવળ "હરામખોરો" શબ્દથી પતાવે છે અને બીજી બાજુથી અમુક વર્ગ જેને દેવ-તુલ્ય બતાવે છે, તે કાઠીઆવાડી બહારવટીયાઓ વિષેનો

વિવેકપૂર્વકનો વિચાર કરવાની સામગ્રી પૂરી પાડી રહ્યો છું. હું તો બ્હારવટીયાની વીરતા સામે અંગ્રેજોની જવાંમર્દી પણ આલેખી રહ્યો છું. પરંતુ, કીનકેઇડ સાહેબ જેવા અનુભવી અને ઇતિહાસ રસિક સીવીલીયને પણ પોતાના અમલદારી દૃષ્ટિબિન્દુને વશ બની જઇ 'Outlaws of Kathiawar' નામના પુસ્તકમાં કાઠીઆવાડી બ્હારવટીયાનું જે હાસ્યજનક, ઉપરછલ્લું અને પામર ચિત્ર આંકયું છે, તે તથા તેનાં જેવાં અન્ય એકપક્ષી ચિત્રોની પ્રમાણિકતા જૂઠી પાડવાની પણ હું જરૂર સમજું છું. વળી મારો આશય તો માત્ર બ્હારવટીયાનો જ નહિ, પણ એ પ્રત્યેકની આસપાસ જીવાયેલા લોક–જીવનનો ઇતિહાસ પણ અજવાળે આણવાનો છે. વિશેષ તો મારો ભવિષ્યનો પ્રવેશક ખોલશે. અને હજુ તો જોગીદાસ, જેસો વેજો, રામ વાળો, જોધો માણેક વગેરે જોગી જેવા નરવીરો બાકી છે.

પ્રથમાવૃત્તિમાં અધુરી રહી ગયેલી એક ફરજ બજાવી લઉં: આ વાતોના સંશોધનમાં ભીમા જતના કુટુંબી ભાઇશ્રી રાણા આલા મલેકે મને સારી મદદ કરી છે. એ બહાદૂર ભાઇએ કાઠીઆવાડ એજન્સી પોલિસમાં બ્હારવટીયાનો પીછો લેનાર બાહોશ અધિકારી તરિકેની ઉંચી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી છે. અત્યારે એ ભાઇ જામનગર રાજ્યમાં ફોજદાર છે. જુના કાળની મર્દાનગીનો, પડછંદ દેખાવડી શારીરિક સંપત્તિનો, અને નેકીનો એ જોવા જેવો નમૂનો છે. એનો હું આભારી છું. બીજા મદદગાર તે અકાળા ગામનાં રહેવાસી ભાઇશ્રી બાલજી ઠક્કર છે. એમની ઝીણી દૃષ્ટિ, અને ધીરી હાવકી વાણીમાં વિવેકભર્યું આબાદ વર્ણન કરવાની એની શૈલી મને ઘણી ગમી છે. તે ઉપરાંત ભાઇશ્રી ગગુભાઇની હેતભરી અને કીંમતી સહાય તો અવારનવાર મળતી જ રહે છે.

સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિર:
રાણપુર:
તા. ૨૪ : ૧ : ૨૮

–સંપાદક

# નિવેદન

પાંચ જ બહારવટીયાનાં આ વૃત્તાંતો છે. પાછળ એવા, ને એથી ચડિયાતા બીજા પંદર ચાલ્યા આવે છે. પાઠકો આટલી વિગતોને સારી પેઠે પચાવી લ્યે; ત્યાં સમગ્ર બહારવટા–યુગની મીમાંસા કરતો એક પ્રવેશક પણ રજુ થઇ જશે.

'રસધાર'માં જોગીદાસ ખુમાણ, સંઘજી કાવેઠીયો, અભો સોરઠીયો, લીંયો ખુમાણ, વરજાંગ ધાધલ વગેરે: અને રા. રા. રાયચૂરા તરફથી ભીમો જત, ગીગલો મહીયો વગેરે: એમ ત્રૂટક છૂટક બહારવટીયા આલેખાતા આવે છે. પરંતુ આમાં તો સાંગોપાંગ સંગ્રહની દૃષ્ટિ છે. તમામ બહારવટીયાની–અને એ પણ તેઓની કાળી ઉજળી બન્ને બાજુની, મળી શકે તેટલા તમામ ઘટના–પ્રસંગોની, માત્ર પ્રશસ્તિની જ નહિ પણ સાથોસાથ નિંદ્ય ચરિત્રદોષોની પણ રજૂઆત કરવાનો આશય છે. માટે જ 'રસધાર'ની રંગખીલાવટ 'બહારવટીયા'માં મર્યાદિત દેખાશે.

ભવિષ્યના કો ઇતિહાસકારને માટે આ એક માર્ગદર્શન રચાય છે. રાજસત્તાઓનાં દફતરોમાં ફક્ત એકપક્ષી–ને તે પણ નજીવો જ ઇતિહાસ છે. લોકકંઠની પરંપરાના બહુરંગી ને છલોછલ્લ ઇતિહાસ છે. પ્રજા માર ખાતી, લૂંટાતી, પીટાતી, છતાં લૂંટનારાઓની જવાંમર્દીને ન વિસરતી. એ હત્યારાઓની નેકી પર આફ્રિન હતી. બહારવટીયાની કતલ એને મન સ્વાભાવિક હતી, પણ એ કતલના હાર્દમાં રહેલી વિલક્ષણ ધર્મનીતિ એની દૃષ્ટિમાં જાદુ આંજતી. માટે પ્રજાએ એ મહત્તાની ચિરંજીવ મુખનોંધ રાખી લીધી.

ને છતાં, એ કંઠસ્થ હકીકતોની ઐતિહાસિકતાને પણ મર્યાદા છે ખરી: એ લોકમુખની કથાઓ જુદી પણ પડે છે. દૃષ્ટાંત દાખલ, ભીમા જતની માશૂક નન્નુડીનું અસ્તિત્વ ભા. શ્રી. રાયચુરાનું કલ્પિત નથી, પણ વિશ્વાસપાત્ર લોકોક્ત છે, તેમ તે પાત્રનો મને મળેલો ઇન્કાર પણ વિશ્વાસપાત્ર લોકોક્ત જ છે. એવું બીજા ઘણાનું સમજવું. ઉપરાંત વીરપૂજક પ્રજાએ અનિષ્ટ વાતોને ઓછી સંઘરી હશે એમ પણ દિસે છે. સત્યાસત્ય નક્કી કરવા આજે સાધન પણ નથી રહ્યું, એટલી એની ઐતિહાસિકતા ઓછી. પણ આ બધું પ્રગટ કરવાથી અસત્ય હશે તે આપોઆપ લોકો જ આંગળી ચીંધાડીને બતાવી દેશે. ઇતિહાસની છણાવટ થશે.

ભલે ઐતિહાસિકતા ઓછી રહી; લોકોની કલ્પના કદાચ હોય; તો પણ એ બતાવે છે કે લોકોની કલ્પના કેવા આદર્શોને વંદન કરતી હતી. લોકો પવિત્રતાના પૂજક હતા. એ લોક-આદર્શ લગભગ તમામ બહારવટીયાની વાર્તામાં સ્પષ્ટ લાધે છે કે જ્યારે જ્યારે બહારવટીયો નેકીને માર્ગેથી લપટ્યો છે. ત્યારે ત્યારે જ એનો નાશ હાજર થયો છે. દેવતાઓની મેળી સહાયની માન્યતા પણ એજ કથા કહે છે.

આટલું સ્મરણમાં રાખીએ: કે બહારવટાંનો ખરો યુગ અઢારમી સદીના અસ્ત સમયથી આરંભાયો, આખી ઓગણીસમી સદી ઉપર પથરાઇ રહ્યો, ને વીસમી સદીની પહેલી વીસીમાં જ ખલ્લાસ થઇ ગયો. એનો છેલ્લો પ્રતિનિધિ રામ વાળો હતો. તે પછી રહી છે ફક્ત ચોરી ને લૂંટફાટ. કોઇ એને બહારવટું ન કહેજો. એ નર્યા ચોરડાકુઓને આ સંગ્રહમાં સ્થાન નથી. બહારવટાં-નીતિનો છેલ્લો ને ઓલવાતા દીવાની ઉજ્જ્વલ જ્યોત સરખો નેકીદાર પુરોહિત રામ વાળો જ આ સંગ્રહનો સીમા-સ્થંભ બનશે.

ભા. શ્રી. રાવળે આલેખેલાં આ પુસ્તકનાં શોભા-ચિત્રો કોઇ બહારવટીયાની તસ્વીરો નથી, પણ પ્રત્યેકના ચરિત્રમાંથી ઉઠતા પ્રધાન ધ્વનિનાં દ્યોતક કલ્પના-ચિત્રો જ છે. છેલ્લાં બે ચિત્રો બદલ 'બાલમિત્ર'ના તંત્રીનો ઋણી છું.

સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિર
૧૮ : ૧૧ : '૨૭

સંપાદક

# સાંકળિયું

# ભીમો જત

નાથાણીનો  નર છે વંકો
ભીમા તારો દેશમાં ડંકો રે !

ભાદરને કાંઠે ભીમડો જાગ્યો, જતડાની લાગી ખાંત
રાત પડયે ભીમા રીડીયા રે, ગામોગામ ગોકીરા થાય
—નાથાણીનો૦

ઓળક ગામમાં ઉતારો કીધો, બરડે બજારૂં થાય
ઉપલેટા ગામના બામણ જમાડ્યા, ગોંડળ થર ! થર ! થાય
—નાથાણીનો૦

તરવારૂંનાં તારે તોરણ બંધાણાં, ને ભાલે પોંખાણો ભીમ
ઢોલ ત્રાંબાળુ ધ્રૂશકે વાગે, વારૂં ચડી છે હજાર
—નાથાણીનો૦

ઓચીંતી સંધીડે ગોળી મારી, ને ભાગ્યાની ઝાઝી ખોટ
*લાલબાઇ તુંને ધ્રૂશકે રોવે, *ફુલબાઇ જોવે વાટ
—નાથાણીનો૦

---

*બન્ને ભીમાની દીકરીઓ હતી.



# ભીમો જત



ગોંડળ તાબાના મેરવદર ગામની સીમમાં ભીમા નામનો એક જત પોતાના બાપદાદાની બે સાંતી જમીન ખેડીને પેટ ગુજારો કરે છે. પોતાને બીજા ત્રણ ભાઇઓ છે. ઘેર બે દીકરીઓ ને એક દીકરો છે.

એક દિવસ આ ખેડુ ઉપર બા કુંભાજીની આંખ બદલી.

"ભીમા મલેક !" મેરવદરના ફોજદારે ધીરે ધીરે ડરા દેવા શરૂ કર્યા, "બા કુંભાજીએ સંદેશો કહેવરાવ્યો છે."

"શું કહેવરાવ્યું છે સાહેબ ?" ભીમા જતે સલામ કરીને પૂછ્યું.

" કહેવરાવ્યું છે કે બે સાંતીની જમીન ખેડો છો તે ઝૂટી જશે. "

" પણ કાંઇ વાંક ગુન્હો ? "

" બારવટીયાને તમે રોટલા આપો છો. "

" ફોજદાર સાહેબ, અમે સુવાણે રોટલા નથી આપતા. આપવા પડે છે. કાલે ઉઠીને કાકાઓ મેરવદરને ફૂંકી મારશે, જાણો છો ? અને ખેડુનાં સાંતી છોડાવે છે ત્યાં તમે આડા માર ઝીલવા નથી આવતા. વસ્તીને માથે એક કોરથી બારવટીયા આદુ વાવે, ને બીજી કોરથી તમે. "

ભીમા જતનો જવાબ ફોજદારે ગોંડળ પહોંચાડયો. એ વાંચીને ભા કુંભાજીને રૂંવે રૂંવે ઝાળ લાગી. એક સો મકરાણીનું થાણું મેરવદર ગામના ટીંબા માથે મોકલાવી દીધું અને હુકમ લખ્યો કે "બારવટીયાને આશરો દેવાના ગુન્હા બદલ ભીમા મલેકની મેરવદર ખાતેની બે સાંતી જમીન ખાલસા કરવામાં આવે છે."

સાંભળીને ભીમો ઘડીભર થંભી ગયો.

"અમારો ચાર ભાઇઓનો જુવાર બાજરીનો આછો જાડો જે રોટલો હતો, તે પડાવીને ભા કુંભોજી ગોંડળના રાજ મો'લમાં હવે દૂધ ચોખા શે દાવે જમશે ?"

એટલું બોલીને એણે ચારે ગમ આંખો ફેરવી.

"અને ભીમા મલેક !" ગામલોકોએ ભેળા થઇને પોકાર કર્યો, "મેરવદરને માથે સો મકરાણીનું થાણું બેઠું–તારે એકને પાપે આખા ગામની બેડલી બુડી !"

ભીમાના દિલમાં કારમો ઘા વાગી ગયો. ચારે ભાઇઓએ મળીને બહાર નીકળી જવાનું પરિયાણ કર્યું. પોતાના ઘરમાં નાથીબાઇ નામે જતાણી છે. જઇને પોતે એને પૂછ્યું "તારી શી મરજી છે જતાણી ?"

"મરજી બીજી શી હોય?" જુવાન જતાણીએ છાતી કાઢીને જવાબ દીધો, "ભા કુંભાજીની હારે ભરી પીઓ."

"અને તું?"

"હું મારા ભાઇ પાસે બોગાટ ગામે જઇને આ છોકરાં મોટાં કરીશ."

"ગોંડળની ફોજ કનડશે તો?"

"તો મને ય હથીઆર વાપરતાં કયાં નથી આવડતાં?"

"ઠીક ત્યારે અલ્લાબેલી!"

"અલ્લાબેલી! અમારી ચિંતા મ કરજો. સાહેબ ધણી તમને ઝાઝા જશ દેવરાવે!"

ભીમો દેખાવે ભારી રૂડો જુવાન હતો. ગજાદાર તો એટલો બધો હતો કે હજાર માણસની મેદની વચ્ચે એની છાતી બધાથી ઉંચેરી દેખાય. માથું જાણે આભમાં રમતું હતું. ભવાં જાડાં: આંખો કાળી, ચમકતી ને ઠરેલી: અને એ ગોરવરણા ચહેરાને ફરતી શગળધેરી દાઢી મૂછ એક વાર જોયા પછી કદી ન ભૂલાય તેવો મ્હોરો બતાવતી હતી. એવા જવાંમર્દ ભાયડાને 'અલ્લાબેલી' કરતી નાથીબાઇ પણ જતની દીકરી હતી, એટલે રૂપ તો ઢગલાબંધ પથરાણું હતું.

ચારે ભાઇઓએ સૂરજ આથમવા ટાણે ભાદર કાંઠે જઇને નમાજ પઢયા. ભાદર માતાનાં ભરપૂર વહેતાં નીરમાંથી ખોબો ખોબો ભરીને છેલ્લી વારનું પાણી પીધું. પોતાની બે સાંતીની સીમ હતી તેમાંથી ચપટી ચપટી માટી લઇને માથા ઉપર ચડાવી ભીમો બોલ્યો કે

"માતાજી, તેં આજ સુધી અન્ન દીધાં ને ભાદર માતાએ પાણી આપ્યાં. એ અન્ન પાણીથી બંધાયેલી આ કાયા જો ઉપર ને ભીતરથી પાક રહી હોય, તો તો બારવટમાં ભેરે રહેજો, ને જો તમારૂં કણુ સરખું યે કૂડી કરણીમાં વપરાણું હોય તો અમારૂં ધનોત પનોત નીકળી જાજો."

એમ નદી અને ધરતીને પગે લાગીને ચારે ભાઈઓએ સાથે વગડાની વાટ લીધી. અને જતાંનાં ગામડાંમાંથી પોતાના જાતભાઈઓના જુવાનો ભેળા કરવા લાગ્યા. પચાસ ઘોડેસવાર અને બાર પેદલ સિપાઈ: ચાર ભાઈઓ પોતે: પણ છાસઠ પેટના ખાડા પૂરવા માટે અનાજ નહોતું. શું કરવું, તેના વિચાર ભીમાને મુંઝવે છે. તેટલામાં એક સહાય મળી.

કુતીયાણા તાબાનું રોઘડા ગામ; અને ગામમાં તૈયબ સંધી નામનો ગામેતી રહે. તૈયબ ગામેતીએ ભીમાને સમાચાર કહેવરાવ્યા કે "પ્રથમ આપણે બે ય જણા એક ગામતરૂં કરીએ. પછી મોટે બારવટે નીકળીએ. માટે તું આંહી આવ."

બાસઠ માણસોની ફોજ સાથે ભીમો રોઘડે ગયો. સામે તૈયબ ગામેતીએ પણ એટલાં જ માણસો પોતાનાં લીધાં. ભાદર-કાંઠે બેસીને પરિયાણ કર્યું. ભીમાએ વાત છેડી કે

"તૈયબ ગામેતી! હું તો મારે માથે અધરમ ગુજર્યો છે એની સામે કળકળતો નીકળ્યો છું. મારી લૂંટફાટમાં પણ હું ધરમને પગલે હાલવા માગું છું. પણ તમે ખાનદાન રે'જો, એટલું કહી મેલું છું."

એવા સોગંદ ઉપર કસુંબા લઈને બન્નેની ફોજે જુનાગઢની ગીરનું દોણ ગામ ભાંગ્યું. ભાંગી, લૂંટની ગાંસડીઓ બાંધી, તેયબ કહે કે "ભીમા મલેક, હવે ભાગીને ઝટ ઠેકાણે થઈ જાઈએ."

"તૈયબ ગામેતી!" ભીમાએ મલકીને કહ્યું, "ભાગાથી કાંઈ એમ ભગાશે? તો તો જુનાગઢવાળા કહેશે કે ભીમાની જનેતા જતાણી નહિ હોય."

"ત્યારે?"

"જુનેગઢ ખબર દઈએ કે જેને આવવું હોય તે ખુશીથી આવે. અને વાર આવવાની વાટ જોઈએ."

એ રીતે જુનાગઢ સરકારને સંદેશા દેવરાવ્યા. ત્રણ દિવસ સુધી ધજા ચડાવીને રોજની અકેક ચોરાસી જમાડી. રોજ

રાત બધી ડાંડીયા રાસ રમ્યા. ચોથે દિવસે પડાવ ઉપાડીને ચાલતા થયા, ત્યાં જુનાગઢની વારનાં ભાલાં ઝબક્યાં. તૈયબ ગામેતીએ કહ્યું,

"બીમા મલેક ! તમારે વાંકે આ વાર હમણાં આપણને અંતરિયાળ રઝળાવશે. હવે શું કરવું ? ભાગી નીકળાય તેમ નથી. શત્રુઓ લગોલગ પહોંચ્યા છે."

"મારો વાંક હોય તો તમે કહો તેમ કરું તૈયબ ગામેતી.

"ત્યારે તમે ઉભા રહીને વારને રોકી રાખો, ત્યાં હું માલનો ઉપાડ કરી નાખું."

બોળો બીમડે કહ્યું " ભલે ! "

ઘરેણું લુગડે લાદેલ સાંઢીયા અને ઘોડા હાંકીને તૈયબ રોઘડે આવ્યો. રોઘડામાં માલ સંતાડી પોતે જુનાગઢમાં બેસી ગયો, અને નવાબના કાનમાં વાત ફુંકી દીધી કે "દોણ ગામ તો બીમડે ભાંગ્યું છે."

આ બાજુ બીમો જુનાગઢની વાર સામે ધીંગાણું કરતો કરતો, તૈયબને સારી પેઠે ભાગવાનો સમય આપતો આપતો ચાલ્યો આવે છે. આગળ પોતે છે, ને પાછળ જુનાગઢની ફોજ છે. એમ કરતાં ગાંધ્રકડાની સીમ સુધી પહોંચાડી દીધા, અને બન્ને ફોજની ભેટંભેટા થઇ ગઇ.

" બીમાભાઇ ! " નાનેરા ભાઇ હસન મલેકે તલવાર ઉઠાવીને રજા માગી, 'આજ હવે મારો વારો છે."

એમ બોલીને ત્રણસો જુનાગઢીયા જોદ્ધાની સામે પોતે એકલો ઉતર્યો, ને પંદર શત્રુઓને ઠાર કરી પોતે મરાયો.

મીં ગજે ન કેસરી મરે
 રણમેં ધંધુકે રત
હસન મલેક પડકારે મરે
 બમો બીજો જત

[ જેમ વર્ષાની ગર્જના સાંભળી કેસરી સિંહ માથાં પછાડી મરે, તેમ હસન મલેક પણ શત્રુના પડકારા સાંભળતાંની વારે જ સામો ત્રાટકી મર્યો, એટલે જ હું એને સાચો જત કહું છું. ]

શત્રુની ફોજને રોકતો રોકતો ભીમો તેરમે દિવસે ભાદર-કાંઠા ભેળો થઇ ગયો. પહોંચીને એણે પોતાના ભાઇ હસનના મોતનો અફસોસ ગુજાર્યો. રોઘડે પોતાના આવવાની જાણ દેતાં એને જવાબ મળ્યો કે તૈયબ ગામેતી એ લૂંટના માલમાંથી રતિ માત્ર પણ ભીમાને આપવાનો નથી. અને જુનાગઢ રાજ્યને પણ ભીમાનું નામ દેનાર તૈયબ જ છે.

"ઇમાનને માથે થુંકનાર આદમીને હજારૂં લ્યાનત હજો !" એટલું બોલીને ભીમો પાછો ચડી નીકળ્યો. ગોંડળની સીમોમાં જ્યાં જોઇએ ત્યાં ભીમા બારવટીયાના પડછાયા ઉતરવા લાગ્યા. સાપની ફુંકે ચોમેર ઝેર ફેલાય તેમ ભીમાની ફેફાટી થઇ ગઇ.

(૨)

ચાચ ચાડિકે આવીયા
એતાં દળ અહરાણ
ગલોલીનાં ઘમસાણ
ભારથ રચાવ્યો તેં ભીમડા

"એલા સળગાવી મેલો આ ઢાંક ગામને; આ ગામની વસ્તી ભીમા જતને રોટલા પોગાડે છે."

એવી હાકલ દેતી, ગોંડળ, જુનાગઢ ને જામનગર એ ત્રણે રાજની ફોજ, પાંચ હજાર માણસોથી ઢાંક ગામને પાદર આવીને ઉભી રહી.

વસ્તીએ આવીને હાથ જોડયા. "એ માબાપ ! અમારો ઇલાજ નથી. અમે રોટલા આપતા નથી, પણ અમારાં ભાત જોરાવરીથી ઝુંટવી લ્યે છે."

'બોલાવો એ બારવટીયાને ભાત દેનાર ભતવારીઓને."

પંદર વીસ કણબણોને કોરડા મારી મારી, એનાં બાળબચ્ચાં રોતાં મેલાવીને, લોહીને આંસુડે રોતી હાજર કરી. ફોજના અમ-

લદાર ગર્ભિણીના ગર્ભ વછૂટી જાય એવી ત્રાડ દઇ ધમધમાવવા મંડયા કે "બોલો રાંડો, કોણે કોણે ને કયારે ત્યારે ભાત દીધા ?"

"મારા પીટયા ! તારાં વાલાંમાં વિજોગ પડે ! તને ભગવાનનો ય ભો' નથી ? અમે તે શું વ્હાલપના રોટલા દઇ આવીએ છીએ ? તારા કાકાઓ બબ્બે જોટાળીયું બંધુકું સામી નોંધીને ઉભા રહે છે. અને ધરાર અમારાં ભાત ઉપાડી જાય છે." કણબણો ફાટે મ્હોંયે સાચી વાત બોલવા મંડી.

"બોલો કયાં પડયા છે બારવટીયા ? નીકર જીભ ખેંચી કાઢીશ."

"આ પડયા ચાડિકે તારા કાકા ! પાંચ હજારની ફોજ ફેરવછ, તે જાને એને મારવા ! સીતેર જ માણસે પડયો છે ભાદરનો સાવઝ ભીમડો."

ચાડિકાના ડુંગર માથે થોડા થોડા પત્થરોની ઓથ લઇને બારવટીયો લપાણો છે. ભેળાં ફક્ત સીત્તેર માણસો છે. દારૂ ગોળાનો તો તોટો નથી. એમાં પાંચ હજારની ફોજ સમુદ્રના પાણી સરખી વહી આવે છે. ઉંચા પત્થર ઉપર ચાડિકો બેઠો હતો તેણે વારનાં હથીઆર ચમકારા કરતાં દીઠાં. ચાડિકાએ ખબર દીધા કે "બંધુકું ધરઓ."

ડુંગર ઉપર સીતેર બરકંદાજ અને નીચે પાંચ હજારની પલટન : સાંજે સાંજ સુધી ધીંગાણું ચાલ્યું. રાત પડી એટલે બારવટીયા પ્રભુને ખોળે બેસી ગયા. અંધારામાં બારવટીયાને અદશ્ય થયા જોઇને હાથ ઘસતી ફોજ નિસ્તેજ મ્હોંયે પાછી વળી.

ગોંડળથી મકરાણીઓને માથે હુકમ આવ્યો કે "ભીમાની આયડી નાથીબાઇ ઉપર દબાણ લાવો, એને કનડયા વગર ભીમો નમશે નહિ."

"નાથી ડોશી !" સિપાહીઓ દમદાટી દેવા લાગ્યા, "ભીમો ઘેર આવે છે કે નહિ !"

"ન આવે શા સારૂ ભાઇ ! મારા ઓઢણાનો ખાવંદ છે, મારા ચૂડલાનો પહેરાવતલ છે, ને મારી સંભાળ લેવા કેમ ન આવે ? નાથીએ ગાવડીને ખંજવાળતાં ખંજવાળતાં નિર્ભય અને મીઠે અવાજે જવાબ દીધો.

"ત્યારે તું કેમ ખબર નથી દેતી ?"

"હું શીદ ખબર દઉં !"

"ગોંડળનો ચોર છે માટે."

"ગોંડળનો ચોર હશે, પણ મારો તો લખેશરી ખાવંદ છે ને ! જેનો ચોર હોય એનાં બાવડાં કાં ભાંગી ગયાં છે ? ગોતી લ્યે, જો મોઢે મૂછ હોય તો."

"બરો કરછ, પણ હાથમાં બેડીયું પડશે ! બહુ ફાટય આવી લાગે છે, ખરૂં ને ?"

"બસ ! ભા કુંભોજી ખડ ખાવા બેઠા ? મરદની ઝીંક ઝલાતી નથી એટલે અબળાને માથે જોર કરવું છે ? મારા કાંડામાં કડીયું જડતી છે ? તમે ખીચડીના ખાનારા, લાજ આબરૂ સોતા પાછા વળી જાઓ. નીકર ઘરવાળીયુંના ચૂડલા ખખડી જાશે. હું જતાણી છું, જાણો છો ?"

"એલા ઝાલીને બાંધી લ્યો એ શુરવીરની પુંછડીને."

એમ હુકમ થાતાં તો નાથીબાઇએ કછોટો ભીડ્યો. ભેટમાં જમૈયો ધરબ્યો અને તરવાર ઉપાડી. પોતાની બે નાની દીકરી અને એક દીકરાને લઇને ઓસરીએથી નીચે ઉતરી. જેમ માણસો એના અંગ ઉપર હાથ કરવા જાય તેમ તો "જે દાતાર ! જે જમીયલશા !" એવા અવાજ કરતી જતાણી તરવાર વીંઝતી પડમાં ઉતરી. ત્રણ મકરાણીઓને જખ્મી કર્યા. પોતાના કપાળમાં પણ તરવારનો ઘા ઝીલ્યો.

અબળાના અંગ ઉપર હાથ ઉપાડવાની જાણ થાતાં આખું ગામ જોવા હલક્યું. જત બધા ઉશ્કેરાઇને તૈયાર થયા. મકરાણીઓએ તુર્ત થાણાનો માર્ગ લીધો. પણ પછી તો મેરવદરમાં

રહેવામાં આબરૂને આંચ આવવાનું જોખમ જાણીને નાથી બાઇ બે દીકરી તથા દીકરાને તેડી માલણકા ગામે ગઇ, અને ત્યાંથી આ કુંભાને કહેવરાવ્યું કે

"રજપૂતનો બેટો આવી હલકાઇઓ ન દાખવે. અને છતાં મને પકડવી હોય તો હાલ્યા આવજો !"

(૩)

બખીઆરાના ડુંગર ઉપર ગેબનશા પીરનું એક નિર્જન પુરાતન થાનક હતું. ભીમો બારવટીયો ગામ ભાંગીને જ્યારે જ્યારે બખીઆરે આવતો ત્યારે પીરની કબર પર કીનખાપની નવી સોડય અને નવી લીલી ધજા ચડાવતો. હવે તો ભીમે બખીઆરા ઉપર જ પોતાનું બેસણું રાખ્યું છે. પીરના થાનક ઉપર ગુલેનારનાં ઝાડવાં લાલ ચુંદડી ઓઢીને ઉભાં હોય તેવાં ફુલડે ભાંગી પડે છે. સવાર સાંજ નળીયામાં લોબાનનો ધૂપ કરીને ભીમો પોતાની તલવારને પણ ધૂપ દે છે. તસ્બી ફેરવે છે. અને પછી ચોમેરથી જાસૂસો આવે તેની બાતમી સાંભળે છે. ગણોદ ભાંગીને અને ભાણજી દરબારને ઠાર મારીને ગઇ કાલેજ ભીમો આવ્યો છે. ત્યાં આજ એક દૂત દોડતો દોડતો બખીઆરે ચડયો આવે છે.

"કેમ, વલીમામદ ! શા સમાચાર ?" ભીમે તસ્બી ફેરવતાં ફેરવતાં પૂછ્યું.

"ભાદર–કાંઠો તો આખો ય ઉજ્જડ ! ફક્ત વાઘરીઓ તરબુચના વાડા વાવે છે."

"ભલે વાવતા બચાડા ! પણ ખબરદાર, સાંતી નામ જૂતવા દેશો મા. હો કે !"

ત્યાં બીજે જાસૂસે ડોકું કાઢ્યું. મ્હોં શ્યામ થઇ ગયેલું છે.

"કેમ મોઢે મશ ઢળી છે સુલતાન ?"

"ભીમા બાપુ, મકરાણીઓએ નાથી ડોશીને માથે હાથ કરી લીધો."

"ઠીક. જતાણીએ કયાં ઘા ઝીલ્યા ?"

"બરાબર કપાળ ઉપર."

"બસ ત્યારે. *પારોઠના ખાધા હોત તો મને પસ્તાવો થાત."

"ડોસી બહુ રૂડાં લાગ્યાં બાપુ! ત્રણુ મકાને સળવાર્યાં અને બચ્ચાંને લઇ ભોગાટ ચાલ્યાં ગયાં."

"ભીમા મલેક!" સંગાથીઓ મૂછે પગ દઇને તાડુકયા. "ભા કુંભો બાયડી ઉપર હાથ કરવા ગયો, અને હવે આપણે ઉપલેટા ધોરાજીને આગ જ લગાડવી જોશે ને?"

"ના ભા, આગ મેલે ઇ તો કાળી વાઘરીના કે કાકીના કામ. ભીમાને એ ધંધો ભજે નહિ. ફરીવાર બોલશો મા, નીકર બોલનારની જબાન કાપી નાખીશ."

સાથીઓનાં શરીર એ શબ્દો સાંભળીને સંકોડાઇ ગયાં.

"અને જાનમામદ, તું જઇને ઉપલેટે રાજવાળાઓને ખબર કર, કે આજથી ત્રીજે દિ' હું પડું છું. માટે સાબદાઇમાં રહે."

"બાપુ! ચેતી જાશે હો!"

"ચેતાવવા સારું તો તને મોકલું છું. ચેતાવ્યા વગર કાંઇ આપણો ઘા હોય ભા?"

પચાસ અસવારે ભીમો ઉપલેટા માથે પડયો. ચોકીદારો હતા એટલાની કતલ કરી, હુકમ દીધો કે "હાં, ચલાવો હવે લૂંટ." પોતે આગળ ચાલ્યો.

એક ઘરના ફળીમાં પગ મેલતાં જ અંદર તુળસીનો કયારો અને કવલી ગાય દીઠાં.

"એલા પાછા વળો. ખબરદાર, કોઇ એક નળીયાને પણ હાથ લગાડશો મા"

"કાં બાપુ? પટારા ભર્યા છે."

"ઇલાજ નથી, બ્રાહ્મણનું ઘર છે."

* પારોઠના=પીઠના

બારવટીયા બીજે ઘરે દાખલ થયા. ભીમે ત્રાડ દીધી
" કેવા છો એલા ? "

" વાણીયો છું. "

" ભાઇયું મારા ! પગરખાં બહાર કાઢીને ઘરમાં ગરજો હો કે ! "

" કેમ બાપુ ? "

"વાણીયો ઉંચ વરણ લેખાય. એનું રસોડું અભડાય. પણ હમણાં ઉભા રે'જો." એમ કહીને ભીમો વાણીયા તરફ ફર્યો. " ભાઇ વાણીયા, પટારામાં ઘરેણાં હોય એટલાં આંહી આણીને મેલી દે. એટલે અમારે તારૂં ઘર અભડાવવું જ ન પડે. "

રસોડામાં ચુલે બાઇઓ રાંધતી હતી એની ડોકમાંથી દાગીના કાઢીને વાણીયે હાજર કર્યાં. તુર્ત ભીમે પૂછ્યું,

" કયાંથી લાવ્યો ? "

" બાપુ ! મારી ઘરવાળીના અને દીકરાની વહુના અંગ માથેથી ઉતરાવ્યાં. "

" ઇ અમારે ન ખપે ભા, બાઇયુંનાં પહેરેલાં પાલવડાં કાંઇ ભીમો ઉતરાવે ? "

એટલું બોલી, ઘરેણાં પાછાં દઇ, ભીમે બજાર ફાડવાનું આદર્યું. દુકાને દુકાને ખંભાતી તાળાં ટીંગાતાં હતાં તે બંદુકને કુંદે કુંદે તોડી નાખી વેપારીઓના હડફા ઉઘાડયા. વેપારી પાઘડી ઉતારીને આડો ફરે એટલે પૂછે કે "વ્યાજ કેટલું ખાછ?"
" એ બાપુ ! તમારી ગૌ."

"બોલ મા ભાઇ, નીકર ચોપડાને આગ લગાડી દઇશ."

વાણીઆણો આવીને આડી પડે, એટલે પોતે વાંસો વાળી જોઇ જાય, અને કહે કે

"ખસી જા બાપુ બેનડી ! ઘેર તારી ભોજાઇયુંને માથાં ઢાંકવા સાડલા નથી."

લુંટી, માલ સાંઢીયા માથે લાદી, ડુંગરમાં રવાના કરી, રાત પડી એટલે ભીમે આખા ગામને ભેળું કરી ચોક વચ્ચે 'જીંડારી' નામની રાસને મળતી રમત લેવરાવી.

"જીંડારી લઈશ રે જીંડારી લઈશ
"કુંભાજીના રાજમાં જીંડારી લઈશ"

એવાં ગીત ગાઇને અધરાત સુધી સીમાડા ગજાવ્યા. પણ કોઇ વાર આવી પહોંચી નહિ, એટલે જમીયલશાના જેજેકાર બોલાવતો ભીમો બહાર નીકળી ગયો.

ઉપલેટું ઉંઘે નહિ
ગોંડળ થર થર થાય,
લીધી ઉંડળમાંય
ભલ ધોરાજી ભીમડા

(૪)

પાનેલી ગામના લખમણ સોનીના દીકરાની જાન ઢાંક ગામે જાતી હતી. ભેળાં ત્રણ ગાડાં હતાં. ભાદર, માલણ અને ઓઝત નદીની ઉંડી ઉંડી ભેખડોના પત્થર પર ખડ ખડ અવાજે રડતાં ગાડાંની અંદર જાનૈયા ઝોકે જાતા હતા અને સરવા સાદ વાળી સોનારણ જાનડીઓ કાડીઆણીઓના જેવા મીઠા સૂર કાઢી

મોર જાજે ઉગમણે દેશ
મોર જાશે આથમણે દેશ
વળતો જાજે રે વેવાયુંને માંડવડે હો રાજ !

એવાં લાંબાં ઢાળનાં ગીતોને સૂરે સીમાડા છલોછલ ભરતી, ગાડું ચડીને પછડાય તેની સાથે જ ઉંચી ઉછળીને પાછી પટકાતી પટકાતી ગાતી જાય છે. વચ્ચે વચ્ચે પરજીઆ ચારણોનાં નેસડાં આવે છે, અને પદ્મણી શી ભેંસો ચારતા ચારણો ડાંગોના ટેકા લઇ ઉભા ઉભા ટોકા કરે છે કે "એલા આ ટાણે જાનું ક્યાં લઇ હાલ્યા ? ભીમડો કાકો ભાળ્યો છે ? તમારાં ડીલની ચામડી સોત ઉતારી લેશે."

"એ.......ભીમો કોઇ દિ' જાનુંને લૂંટે નહિ, લૂંટે."

એમ બોલીને ગાડાખેડુઓ ગાડાં ધણુધણાવ્યે જાય છે.

એમાં બગાબર વાવડી વાળી વાવ દેખાણી ને સૂરજ આથમ્યો. અંધારા ઘેરાવા લાગ્યાં. પાછળ અને મોઢા આગળ, બેય દિશામાં ગામડાં છેટાં રહી ગયાં. વગડો ખાવા ધાય એવી નિર્જનતા પથરાઇ ગઇ. જાનનાં ગાડાં ઉઘાડી સીમમાંથી નીકળી વાવડી વાવનાં ઝાડની ઘટામાં દાખલ થયાં, કે તુર્ત જ પાંચ બોકાનીદાર પડછંદ હથીઆરધારીઓએ છલંગ મારીને ગોળાવીયાની ગરદનો પકડી. એના જ ફેંટા ઉતારીને એને ઝકડી લઇ વાવના પગથીયાં ઉપર બેસાર્યા, અને પડકારો માર્યો કે "ઉભાં રાખો ગાડાં !"

ગાડાં ઉભાં રહ્યાં. માણસો ફફડી ઉઠયાં.

"નાખી દ્યો ઝટ ઘરેણાં, નીકર હમણાં વીંધી નાખીએ છીએ." એટલું કહીને બંદૂકો લાંબી કરી.

વરરાજાના અંગ ઉપર એના બાપે માગી માગીને ઘરેણાં ઠાંસ્યાં હતાં. ફાગણુ મહિનાનો ખાખરો કેસૂડે ફાટી પડતો હોય એવાં લુંબઝુંબ ઘરેણાં વરરાજાએ પહેર્યાં હતાં, એ તમામ ઉતારીને વરનો બાપ થરથરતો સામે આવ્યો. કાંપતે અવાજે બોલ્યો કે

"ભાઇ, આ બીજો બારવટીયો વળી કોણુ જાગ્યો ?"

"ઓળખતો નથી ! ભીમડો કાઠો !"

"હેં ! ભીમા બાપુનાં માણસ છો તમે? ભીમો બાપુ જાનુંને તો નથી લૂંટતો ને ?"

"કોણુ છે ઇ !" કરતો સામી ભેખડમાંથી સાવજની ડણુક જેવો અવાજ ગાજ્યો, "આંહી લાવો જે હોય એને."

સોની જઇને પગમાં પડી ગયો "એ બાપુ ! આ પારકાં ઘરેણાં : માગી માગીને આબરૂ રાખવા લીધાં છે."

"તો ભા, તારૂં હોય એટલું નોખું કાઢી લે. બાકી બીજાઓના દાગીના ઉપર તો તારા કરતાં મારો હક વધુ પહોંચે છે."

'ભીમા બાપુ ! મારી ઉમેદ ભાંગો મા. વેવાઇને માંડવે મારી આબરૂ રાખવા દો. અને વળતાં હું તમને કહેશો એટલું પાછું સોંપતો જાઇશ."

"આપી દ્યો એનાં ઘરેણાં પાછાં. અને ભાઇ, તું પાછો વળીશ ત્યારે દીકરીને રૂપીઆ પાંચસોની પ્હેરામણી અમારે દેવી છે. કેદિ' વળશો ?"

" પરમ દિ' બપોરે. "

જાન ક્ષેમકુશળ ચાલી ગઇ. ત્રીજે દિવસે પરણાવીને પાછા વળ્યા તે વખતે, એ જ ભેખડે બેસીને ભીમો વાટ જોતો હતો.

"આ લે આ રૂપીઆ પાંચસો રોકડા. અને દીકરીને આ એક કાંઠલી. "

કાંઠલી લેતી વખતે સોનીનો હાથ અચકાયો. પણ મ્હોંયેથી બોલાયું નહિ.

"કેમ હાથ ચોર્યો ?" ભીમાએ ડોળા ફાડીને પૂછ્યું.

"બાપુ, આ કાંઠલી ચોરીની હશે તો હું માર્યો જઇશ. "

" સાચી વાત. આંહી તો ચોરીની જ ચીજું છે ભા. શાહુકારી વળી બારવટીયાને કેવી ? આપો એને રૂ. ૩૦૦ રોકડા. " એમ બોલીને ભીમો હસ્યો.

બારવટીયા પાસેથી પ્હેરામણી લઇને જાન પાનેલીને કેડે ચાલી ગઇ.

(૫)

"બાપુ, દીકરી ઉમ્મર લાયક થઇ છે, એને કન્યાદાન દેવું છે. "

"તે મા'રાજ, તમે ઠેઠ પાનેલીથી પંથ કરીને અહીં આવ્યા એ શું ? પાનેલીમાં એટલા પટેલીયા ને શેઠીઆ પડયા છે, એમાંથી કોઇએ શું એટલી ખેરીઆત ન કરી ?"

"પાનેલીના પટેલની પાસે હું ગયો'તો બાપુ, અને એણે જ

જુવાનીમાં આવતાં જ બાવે બારવટું આદર્યું: એક જેતપૂરના દરબાર મૂળુવાળા સામે: કેમકે એણે વાઘણીયા ગામમાં બાવાવાળાના બાપની જમીનનો ભાગ દબાવ્યો હતો. અને બીજું વીસાવદરના હરસુરકા કાઠીઓની સામે. મૂળ વીસાવદર અને ચેલાણા પરગણાનાં ચોરાશી ગામ ઘેરે કરવામાં બે જણાનો હાથ હતો: બાવાવાળાના વડવાનો અને હરસુરકા કાઠી માત્રાવાળાના બાપનો. પણ બેયની વચ્ચે વેરનાં બી વવાયેલાં. બાંટવાના દરબારે બેય વચ્ચે દા' સળગાવેલો, એમાં બાવાના બાપ રાણીંગે બધો મુલક ઘેરે કરી માત્રાને બારવટે કાઢેલો. માત્રાની આવરદા બારવટું ખેડતાં ખેડતાં પૂરી થઇ ગયેલી.

ત્યાં તો બીજી બાજુ એજન્સીની છાવણી ઉતરી. જમીનના સીમાડા નક્કી કરવા નીકળેલા બાકર (Col. Walker) સાહેબના હાથમાં વીસાવદરનો મામલો પણ મૂકાયો અને એમાં એણે રાણીંગવાળાના હાથમાંથી તમામ ગામ આંચકીને માત્રાવાળાના દીકરા હરસૂરવાળાને સોંપી દીધાં. રાણીંગવાળો તો બાવાને નાનો મૂકીને મરી ગયો, પણ મરણ ટાણે આઠ વરસના દીકરા પાસે પાણી મૂકાવતો ગયો કે, "બેટા! જો મારા પેટનો હો તો બાપની જમીન પાછી મેળવ્યા વગર ઝંપીશ નહિ."

ઝાકાઝીક! ઝાકાઝીક! ઝાકાઝીક! બાવાવાળાની તરવાર ફરવા માંડી. "હરસૂરકાના વંશને રહેવા દઉં તો મારૂં નામ બાવો નહિ" એવી પ્રતિજ્ઞા લઇને બાવો પંદર સોળ વરસની ઉમ્મરે તો હરસૂરકાનાં લીલાંછમ માથાં વાઢવા લાગ્યો.

મેં જાણ્યું રાણીંગ મુવે, રેઢાં રે'શે રાજ
(ત્યાં તો) ઉપાડી ઘર આજ, ખમણી ત્રમણી બાવલે.

સૂંઠ જ સવા શેર, ખાધેલ તેં વેળા ખરી
ઘોડે કરીયલ ઘેર બાપ રાણીંગ જ્યું બાવલા.

વાઢ્યા અમરેલી વળા ખાંતે લાઠરખાન
લખ વેરે લોબ્બાન, ચાંય નો વેરે બાવલા.

સંધી નામ પડતાં જ ભીમાએ એ જુવાનને ભાલે વીંધ્યો. એના સંગાથીઓ આ ધાતકીપણું જોઇને 'અરરર!' ઉચ્ચારી ઉઠયા.

"ભીમા મલેક! તું ઉઠીને આવો કાળો કેર કરછ?"

"બોલશો મા બેલી!" ભીમાએ ડોળા ઘુરકાવીને ત્રાડ દીધી. "સંધીનો વંશ નહિ રહેવા દઉં. ડુંડા વાઢે એમ વાઢી નાખું. દીઠો ન મેલું. દગલબાજ તૈયબ ગામેતીનું મારે એની આખી જાત ઉપર વેર લેવું છે. ખુટલ કોમ સંધીની!"

સંધીની ઘોર કતલ કરતો કરતો ભીમો આગળ વધ્યો. ત્રણ સો સંધીને ઠાર માર્યા. સંધીઓને ગામડે ગામડે હાહાકાર બોલી ગયો. પછી તો સંધીઓ દાઢી મૂંડાવીને પોતાની જાત છુપાવવા લાગ્યા.

સંધીઓના વેરના મનસૂબામાં ગરક થઇ ગયેલ ભીમો એક દિવસ ભાદરની ખોપમાં થાકીને લોથપોથ પડયો છે, તે ટાણે એણે આઘે આઘે જાનોનાં ગાડાંની ઘુઘરમાળ સાંભળી અને એને કાને વિવાહના ગીતના સૂર પહોંચ્યા. કાંઇક સાંભર્યું હોય એમ ચમકીને ભીમે પૂછ્યું "એલા આજ કઇ તથ, બેલીઓ!"

"માગશર શુદ પાંચમ."

"હેં! શું બોલો છો? ગઝબ થયો."

"કાં ભા?"

"પાનેલીના બ્રાહ્મણની ડીકરીને આજ મારે હાથે કન્યાદાન દેવું છે."

સાંજની રૂંઝયો કુંઝયો વળી ગઇ હતી તે ટાણે ભીમે ઘોડાં હાંક્યાં. રાતે બારને ટકોરે પાનેલીના દીધેલા દરવાજા માથે જઇને સાંકળ ખખડાવી."

"કોણ છે?" અંદરથી અવાજ આવ્યો.

"ખોલો. ગોંડળથી અસવારો આવ્યા છીએ."

"શું કામ છે?"

ભીમા જતનું નામ પડતાં જ ઝોકાં ખાતા દરવાનના શરીરે પરસેવો આવી ગયો. દરવાજા ઉઘડ્યા. એટલે ત્રણ ઘોડાનીઆર અસવારો દાખલ થયા. નામ પૂછીને બ્રાહ્મણને ઘેર પહોંચ્યા. ઘોડેથી ઉતરી, પોતાના બે ય અસવારોના હાથમાં ઘોડી સોંપી, બારવટીયો એકલો ભાલો ઝળકાવતો માંડવા નીચે ગયો. માણ-સોએ આ વિકરાળ આદમીને ભાળ્યો, ભાળતાં જ તેઓનાં કલેજાં ફફડી ઉઠયાં. બ્રાહ્મણ દોડતો આવ્યો, અને હરખથી પુકારી ઉઠ્યો,

" કોણ, બાપુ ? "....

" હા મહારાજ, ડીકરીને કન્યાદાન દેવા." એમ બોલીને ભીમે નાક પર આંગળી મેલી, બ્રાહ્મણને ચુપ રાખ્યો.

(૬)

ઇસવરીયા ગામમાં સંધીઓ કારજને પ્રસંગે ભેળા થયા છે. ગામે ગામના સંધીઓ દાઢી માથે હાથ નાખીને એક બીજાની કસ્મ-રના શોભીતા જમૈયા જોઇ રહ્યા છે. દાયરામાં હેમે હેમું દળાય છે. એમાં સહુનું ધ્યાન એક બાઇ ઉપર ગયું. એક જુવાન સંધીઆણી પોતાનું ઓઢણું ખંભે નાખીને ઉઘાડા માથે ચાલી આવે છે.

" આ કોણ છે પાગલી ? " કોઇએ પૂછ્યું.

"અરે અલ્લા ! આ તો હાસમની ઓરત. "

" એના ધણીના અફસોસમાં શું ચિત્તભ્રમ તો નથી ઉપડ્યું ને ?"

મોટેરા બધા મ્હોં ફેરવીને બેસી ગયા. બાઇના ભાઇઓએ દોડી બાઇને ટપારી, " એકલવંઠેલ ! તારો દિ' કેમ ફર્યો છે ? આ દાયરો બેઠો છે, ને તું ખુલ્લે મ્હોંયે હાલી આવછ ? તારો જુવાન ધણી હજી કાલ્ય મરી ગયો તેની યે મરજાદ ચૂકી ? માથે ઓઢી લે રાંડ કમજાત ! "

"માથે ઓઢું ? મોઢું ઢાંકુ ?" દાંત ભીંસીને બાઇ બોલી. એના ચહેરા ઉપર લાલ સુરખી છવાઇ ગઇ. આંખોમાંથી ધુમાડા નીકળી ગયા. ડોળા ફાટ્યાઃ "આમાં હું કોની લાજ કરૂં ?"

"કાં ?"

"હું ભીમા જત વિના બીજો કોઇ મરદ જ ભાળતી નથી. ખરો મરદ ! મારા ધણીને ઠાર મારી, ગામને ઝાંપે સહુ સંધી બચ્ચા ભાળે એમ એની લાશને ખીલા માથે બેસારી. શાબાસ ભીમા જત ! સંધીઓની તેં દાઢીયું બોડાવી. મલકમાં કોઇ મરદ ન રહેવા દીધો !"

એટલું બોલી, ખંભે ઓઢણું ઢળકતું મેલી, ઉઘાડે માથે, પોતાનો ચોટલો પીંખતી અને ખડ ! ખડ ! દાંત કાઢતી સંધી-આણી ચાલી ગઇ. ઘરમાં જઇને પછી બાઇએ છાતીફાટ વિલાપ આદર્યો. બાઇના કલ્પાંતે તમામનાં કલેજામાં કાણાં પાડી દીધાં.

ત્રણસો સંધીઓ કારજનું બટકું પણ ખાધા વગર ચાલી નીકળ્યા અને ગોંડળના ગઢની દેવડીએ જઇ ઉભા રહ્યા. ભા કુંભાજીની પાસે સોગંદ લીધા કે 'ભીમાને માર્યા વગર અમારે અમારાં ઘરનાં પાણી ન ખપે.' કુંભાજીએ એક સો મકરાણી તેઓની મદદમાં દીધા અને ચારસોની ગીસ્ત બખીઆરાના ડુંગર ઉપર ચડવા લાગી.

(૭)

પ્રભાતનો પહોર હતો. બખીઆરાનો જે એક ભાગ ભેરવા ડુંગરને નામે ઓળખાય છે, તેના ઉપર ભીમો બેઠો બેઠો તસ્બી કરતો હતો. અને પડખે ડાકુકા ગામનો સૈયદ અબામીંયા બેઠો હતો. પડખે બીજા ત્રણ ચાર રક્ષકો હતા. છેટે થોડાએક કદમ ઉપર એક ધારડી હતી, તેની ખોપમાં બીજા પચાસ માણસો તમામ હથીયાર અને દારૂગોળાની ચોકી કરતા બેઠા હતા. ભીમાની અને અબામીંયાની પાસે ફકત બબ્બે તલવારો જ હતી. કોઇને દુશ્મનોનો ખ્યાલ પણ નથી.

ત્યાં તો જેમ ઝાડવાં ને પત્થરો સજીવન થાય તેમ ચારસો માનવી પ્રગટ થઈને ડુંગર ઉપર ચડી ગયા. ભીમો ઉભો થઈને પાછો હટવા જાયછે ત્યાં એણે સામી ફોજમાંથી ગીગલા નામના મીરના પડકારા સાંભળ્યાઃ

"હાં ભીમા! આજ પાછો પગ ભીમાનો ન્હોય. પાછે પગલે થાતાં તો મોત બગડે હો ભીમા!

ભીમો ભાગી જાય
(જો) કરનર કીંઢોરી કરી
ધરતી ધાન ન ખાય
(તો તો) કરણું ઉગે કીં

[જો ભીમો હાથ જોડીને ભાગી જાય, તો તો પૃથ્વી પર વરસાદ કેમ વરસે? અને સૂર્યના કિરણુ કેમ ઉગે?" ]

સાંભળીને ભીમો થંભ્યો. અબામીયાંએ હાકલ કરી "અરે ભીમા! ગાંડો મ થા. પાંચસેં કદમ પર આપણું દારૂખાનું પડયું છે. હાલ્ય, હમણાં ત્યાં પહોંચીએ એટલી વાર છે. એકોએકને ફૂંકી નાખીએ."

"બસ મીંયા સાહેબ!" ભીમાએ શાંત અવાજે ઉત્તર દીધો, "મારા પગમાં સોનાની બેડી પડી ગઈ. હવે તો એક ડગલું પણ નહિ હટાય. હવે આખરની ઘડી શીદ બગાડું?"

ફોજની મોખરે ભીમાએ સંધી બાવા ગુણેજાને દીઠો અને ઘોર ત્રાડ દીધી,

"બાવા ગુણેજા! અમે પાંચ જ જણ છીએ. ને તમે ચારસો છો. હું કાંઇ તમને પહોંચવાનો નથી. ખુશીથી મને મારી નાખજો. પણ મરતાં મરતાં યે જો મરદના ઘા જોવા હોય તો આવી જાવ તરવારની રમત રમવા."

"ભલે ભીમા!" કહીને બાવા ગુણેજાએ તરવારનું ધીંગાણું કરવાનો હુકમ દીધો. ભીમા અને અબામીયાં બન્ને મંડયા

ભીમા પાસે બે તરવારો હતી. હડી કાઢીને ભીમાએ શત્રુઓની ભેટમાં પગ દઇ દઇને વાંસાના ચોકના ઘા કરવા માંડયા. એણ બોંતેર જણને સુવાડયા. પણ પોતાને છોઇ વઢ પણ ઘા થયો નહિ. બાવો ઝુણેજો ઉભો ઉભો પડકારા કરે છે, પણ જ્યારે ભીમાને હાથે એણે પોતાનાં માણસોનું ખળું થતું જોયું, ત્યારે એણે ઇસારો કર્યો, અને તુર્ત જ મકરાણીઓની બંદુકો, ધાણી ફુટતી હોય એમ ધડાધડ એક સામટી વછુટી. ભીમો વીંધાઇને નવરાતના ગરબા જેવો થઇ ગયો.

પડતાં પડતાં ભીમે કહ્યું, "રંગ છે સંધીની ને મકરાણીની જનેતાને ! છેવટે દગો ! "

ભીમો પડયો, પણ અતોપાટ પડયો. એની મૂછોની શેડયો ઉભી થઇને આંખોમાં ખુતી ગઇ.

આભેથી અપસર ઉતરી
નર વરવાનું નીમ
અબોમીયાં અણવર થીયો
ભાલે ચોંખાણો ભીમ

બાર બાર વરસના બારવટાનો, બબીઆરાના ડુંગર માથે આવી રીતે અંત આવ્યો. ભીમાનું માથું કાપી લઇને ગીસ્ત ગોંડળ ચાલી. ધ્રાફા ગામને પાદર ગીસ્ત નીકળી છે. મોખરે ચાલનારા અસવારના ભાલાની અણીએ ભીમાનું માથું પરોવાયેલું છે. એ દેખાવ નજરે પડતાં જ ધ્રાફાનો રજપૂત દાયરો ખળભળી ઉઠયો. પાંચસો રજપૂત પલકવારમાં જ તલવારો ખેંચી આડા ફર્યા.

"કેમ ભાઇ ? " ગીસ્તના સરદારે પૂછ્યું

"એ જમાદર, જરાક શરમ રાખો. ભીમાનું માથું ધ્રાફાને પાદરથી તમે લઇ જઇ શકો નહિ. અને લઇ જાવું હોય તો ભેળાં અમારાં માથાં પણ સંગાથ કરશે."

માથું ત્યાં જ મૂકવું પડ્યું. અને ગીસ્ત ખાલી હાથે ચાલતી થઈ.

બળીઆરાની નજીક સખપરની ડુંગરીમાં ગેબનશા પીરની જગ્યાએ ઝાળનાં ઝાડવાંની છાંયડીમાં ભીમાના સાથીઓ બેઠા બેઠા કસુંબા ઘુંટે છે, ત્યાં અસવાર વિનાની બે ઘોડીઓ કારમી હાવળો દેતી, ડુંગરાના ગાળાને ગજાવતી, જઈને ઉભી રહી. માથે પૂંછડાના ઝુંડ ઉપાડી લીધા છે. જાણે પોતાના ધણી વગર એના પગ નીચે લા બળતી હોય. તેવી રીતે ઘોડીઓ ડાબા પછાડી રહી છે.

"આ ઘોડીયું તો ભીમાની ને અબામીયાની." અભરામ મલેક બોલી ઉઠ્યો. "નક્કી એ બેયને કાંઈક આફત પડી."

દોડીને અભરામની વાર બળીઆરે ચડી. જઈને જુવે ત્યાં બન્ને લાશો પડેલી હતી. હજી અબામીંયાનો જીવ ગયો નહોતો. અભરામે એના મ્હોંમાં પાણી મૂકીને કહ્યું કે,

"તારા જીવને ગત કરજે. તારા અને ભીમાના મારને અમે મારશું."

તમામ લાશોને દફનાવી અભરામે પણ બારવટું ખેડ્યું અને બાવા ઝુણેજાને માર્યો.

ભીમાની કબર, બળીઆરાના ભાગ ભેરવા ડુંગરની આથ-મણી ભીંતે, સાલરડાના ઝાડ નીચે આજ પણ મોજૂદ છે. લગ-ભગ સને ૧૮૫૦ ની આસપાસ ભીમો થઈ ગયો કહેવાય છે.

ભીમો કોઈનાં નાક કાન નહોતો કાપતો.

બાન નહોતો પકડતો.

ગામ નહોતો બાળતો.



આ કથાના પ્રસંગો કહેનાર ભાઇ રાણા આલા મલેક, ભીમાની દીકરીના જ દીકરા થાય છે. એનું વર્ણવેલું વૃત્તાંત વિશ્વાસપાત્ર હોય, એવું એ ભાઇની ખાનદાની પરથી સ્પષ્ટ જણાય છે. ભા. શ્રી. રાયચૂરાએ લખેલી 'ભીમા જત'ની સુંદર કથામાં 'નન્નુડી' નામની જે માશુકનો ઉલ્લેખ છે, તેનો આ ભાઇ રાણા આલાએ સદંતર ઇન્કાર કર્યો છે. એ કહે છે કે ભીમો પરણેલો જ હતો અને એનો એક દીકરો ગોરખડી ગામે હજુ હયાત છે. પરણેલ સ્ત્રી ઉપરાંત છુપો પ્રેમ ભીમાને કદી સંભવે જ નહિ.



# બાવા વાળો



“બ—ચ્ચા રાનીંગ વાલા ! માગ લે.”

“બીજું કાંઇ ન જોવે મહારાજ; ફક્ત શેર માટીની ઝંખના છે.”

પાવડી ઉપર કપાળ ઠેરવીને અવધૂતે ધ્યાન ધર્યું. દસમે દ્વારે જીવને ચડાવીને જોઇ વળ્યા. પછી સમાધિ ઉતારીને બોલ્યા કે “તેરા લલાટમેં પુત્ર નહિ હે બેટા.”

“તો જેવાં મારાં નસીબ અને જેવાં જોગીનાં વચન ! મહાત્માનાં બોલ્યાં મિથ્યા થાય: હાથીના દંતૂસળ પેટમાં પેસે: એ આજસુધી નહોતું જોયું બાપુ ! મારૂં ખોરડું મહા પાપીયું છે એટલે વંશ રાખવાની આશાએ તો મેં તમને જાંબુડું ગામ અરપણ કરી દીધું, પણ મારાં પાપનો પાર નહિ આવ્યો હોય !”

જોગી ધમસાણનાથ આ સાંભળીને શરમીંદા બની ગયા. આખરે પોતાના શિર પરથી આ કરજનું પાપ ઉતારવા માટે મરવાનો જ નિશ્ચય કરીને એ બોલ્યા, “અચ્છા ભાઇ ! તેરે ઘર પુત્ર આવેગા—ખબર નવ મહિના પીછે: લલાટમેં બિભૂતિકા તિલક હોય તો સમઝના કે સંકરને દીયા. *અઠાવીસ વર્ષકા આયુષ રહેગા. નામ ‘બાવા’ રખના.”

એટલું બોલીને જાંબુડા ગામના ભોંયરામાં મહારાજ ધમસાણનાથે જીવતા સમાત લીધી. પોતાનો જીવ પોતે ઘુંટીઆના

* કોઇ તેત્રીસ વર્ષની આવરદા બતાવે છે.

કાઠી રાણીંગવાળાને ઘેર કાઠીઆણીના ઉદરમાં મેલ્યો, અને બાઇને દિવસ ચડવા લાગ્યા. *

નવ મહિને દીકરાનો જન્મ થયો. માતાના પેટમાંથી નીકળતાંજ બાળકને કપાળે ભભૂતનું તિલક દેખાણું. કુંઇએ 'ઓળી ઝોળી' કરીને 'બાવો' નામ પાડ્યું. રાણીંગવાળાએ ધમસાણનાથની જગ્યામાં વધુ જમીન દીધી. પણ નાનપણમાં જ બેટા બાવાને મેલીને રાણીંગવાળાએ પરભવનું ગામતરું કર્યું.

* * *

આજે સડાવડ ગામમાં કારજ છે. પહેલી પાંતે રોટલા ખાઇને બાર વરસનો બાવોવાળો સડાવડને ચોરે લોમા ધાધલ નામના અમીરના ખોળામાં બપોરે નીંદર કરે છે. માથે લાંબા લાંબા કાનશીયા જટા જેવા વિખરાઇ પડ્યા છે. મુખની કાન્તિ પણ કોઇ ભેખધારીને ભજે તેવી ઝળહળે છે. કારજમાં જેતપુરનો કાઠી દાયરો પણ હાજર છે.

" કાં કાકા ! " જેતપુરના દરબાર મૂળુવાળાએ દેવાવાળાને આંગળી દેખાડીને કહ્યું "જટા મોકળી મેલીને બાવો સુતો છે. જોયો ને ! "

કાકા દેવાવાળાએ ડોકું ધુણાવ્યું કે "હા, બાવો ! સાચો-સાચ બાવો ! કુંઇએ બરાબર નામ જોઇને આપ્યું છે હો ! બાવો ખરો, મોટા મઠનો બાવો ! "

" અને આ બાવો લુંઘીઆનાં રાજ કરશે ! એ કરતાં તો ખપ્પર લઇને માગી ખાય તો શું ખોટું ? "

" દરબાર ! " સનાળીના કશીયાભાઇ ચારણથી ન રહેવાતાં એ બોલ્યા, "બાવો ખપ્પર લેશે નહિ, પણ બીજા કેકને ખપ્પર લેવરાવશે, એ ભૂલતા નહિ. મલક આખાને બાવો ભેટ મગાવશે. "

× × ×

* કોઇ કહે છે કે ધમસાણનાથે પોતે નહિ, પણ એના એક બાવાએ પ્રસાદ દીધેલો.

જુવાનીમાં આવતાં જ બાવે બારવટું આદર્યું: એક જેત-પૂરના દરબાર મૂળુવાળા સામે: કેમકે એણે વાઘણીયા ગામમાં બાવાવાળાના બાપની જમીનનો ભાગ દબાવ્યો હતો. અને બીજું વીસાવદરના હરસુરકા કાઠીઓની સામે. મૂળ વીસાવદર અને ચેલાણા પરગણાનાં ચોરાશી ગામ ઘેરે કરવામાં બે જણાનો હાથ હતો: બાવાવાળાના વડવાનો અને હરસુરકા કાઠી માત્રા-વાળાના બાપનો. પણ બેયની વચ્ચે વેરનાં બી વવાયેલાં. બાંટવાના દરબારે બેય વચ્ચે દા' સળગાવેલો, એમાં બાવાના બાપ રાણીંગે બધો મુલક ઘેરે કરી માત્રાને બારવટે કાઢેલો. માત્રાની આવરદા બારવટું ખેડતાં ખેડતાં પૂરી થઇ ગયેલી.

ત્યાં તો બીજી બાજુ એજન્સીની છાવણી ઉતરી. જમીનના સીમાડા નક્કી કરવા નીકળેલા બાકર (Col. Walker) સાહેબના હાથમાં વીસાવદરનો મામલો પણ મૂકાયો અને એમાં એણે રાણીંગવાળાના હાથમાંથી તમામ ગામ આંચકીને માત્રાવાળાના દીકરા હરસુરવાળાને સોંપી દીધાં. રાણીંગવાળો તો બાવાને નાનો મૂકીને મરી ગયો, પણ મરણ ટાણે આઠ વરસના દીકરા પાસે પાણી મૂકાવતો ગયો કે, "બેટા! જો મારા પેટનો હો તો બાપની જમીન પાછી મેળવ્યા વગર ઝંપીશ નહિ."

ઝાકાઝીક! ઝાકાઝીક! ઝાકાઝીક! બાવાવાળાની તરવાર ફરવા માંડી. "હરસુરકાના વંશને રહેવા દઉં તો મારૂં નામ બાવો નહિ" એવી પ્રતિજ્ઞા લઇને બાવો પંદર સોળ વરસની ઉમ્મરે તો હરસુરકાનાં લીલાંછમ માથાં વાઢવા લાગ્યો.

મેં જાણ્યું શાર્દૂલ સુવે, દેહાં કે'શે રાજ
(ત્યાં તો) ઉપાડી ઘર આજ, જમણી ગમણી બાવલે.

સૂંઠ જ સવા શેર, ખાધેલ તેં વેળા ખત્રી
ઘોડે કરીયલ ઘેર બાપ શાર્દૂલ જ્યું બાવલા

વાઢયા અમરેલી વળા ખાંતે લાડરખાન
લખ ચોરે લોબાન, બાંધ નો ચોરે બાવલા.

વાળા વાધણીઆ તણો રતીયે ન લીધો રેસ
દેવાવાળાનો દેસ બાળી દીધો તેં બાવલા.

માથું મેંદરડા તણું બાંગ્યું બાવાવાળા
કુંથી શાણુ તણા, બીએ જેતાણું બાવલા.

ગળકે કામન ગોખડે, રંગભીની મધરાત
ઓચીંતાનો આવશે, બાડ બાવો પરભાત.

પરભાત આવે નત્ય ત્રાડ પડે
ગણુ જીત ત્રંબાળુ તીયાં ગડે
ઘણુમૂલા કંથ આવો ઘડીએ,
ગળકે કામન ગોંખડીએ.

ખાવંદ વન્યાનું ખોરડું ધણ્યને ખાવા ધાય,
પ્રીતમ બાવે પાડિયા, કુંજાં જી કરલાય.

તૂંજ તાણી કોય સાદ કરે
ઘણુમૂલા કંથ તું આવ્ય ઘરે
રંગ રેલ ધણી તળમાં રીયો
થંભ ભાંગ્યો ને ખોરડ ઝેર થીયો.

બાવાના નામનો એટલો બધો ત્રાસ પડી ગયો. અને એક પછી એક હરસૂરકાનાં ગામડાં ધમેડાતા ગયાં.

(૩)

સવારને પ્હોર સૂરજ મા'રાજ કોર કાઢે, અને સાંજે મા'રાજ મેર બેસે, એ બેય ટાણે બાવોવાળો ઘોડેથી ઉતરી જતો અને ઘીના દીવાની જ્યોત પ્રગટાવી સૂરજ સન્મુખ માળા કરતો. ચાહે તેવી સંકડામણુમાં પણ એણે આ વ્રત ભાંગ્યું નહોતું. એક વખત પોતે ખુમાણુ પંથકમાંથી લૂંટ કરીને ચાલ્યો આવે છે. વાંસે વા'ર વહી આવે છે. બંધુકોના ચંભા વાંસેથી છૂટતા આવે છે. એમાં આડી શેલ નામની વખંભર નદી આવી. નદીની ભેખમાં ઉતરતાં જ સૂરજ ઉગીને સમા થયા. એટલે બાવાવાળાએ ઘોડેથી ઉતરી જ્યોતની તૈયારી કરી, હાથમાં માળા ઉપાડી.

"અરે આપા બાવા !" સાથીઓ કહે છે, "આ સમદરનાં મોજાં જેવી વાર વહી આવે છે, અને અટાણે માળા કરવાનું ટાણું નથી. માટે ગરમાં જઈને કાલ સવારે બેય દિવસના જાપ હારે કરજો."

"એ ના ના બા, પૂજા કાંઈ છંડાય ? તમારી મરજી હોય તો તમે હાલી નીકળો. હું હમણાં જ વાંસોવાંસ આવીને તમને આંબી લઉં છું. બાકી માળા તો મારાથી નહિ મેલાય."

કહેવાય છે કે એના સતને પ્રતાપે વાર આડે માર્ગે ઉતરી ગઈ. અને બાવાવાળાએ માળા પૂરી કર્યા પછી જ આગળ ડગલું દીધું.

ચલાળા ગામમાં તે વખતે દાન ભગતની વેળા ચાલે છે. આપો દાનો કાઠીઓના પીર કહેવાતા. ઠેકાણે ઠેકાણે એના પરચાની વાતો થાતી. દાના મહારાજને તો ત્રણે ભુવનની સૂઝે છે : દલ્લીમાં ઘોડાં દોડતાં હોય એ દાનો પીર નજરોનજર ભાળે છે : એની આંતરડી દુવાય તો માણસનું ધનોત પનોત નીકળી જાય : અને એનો આત્મા રીઝે તો નસીબ આડેથી પાંદડું ફાટી જાય : એવી વાતો કાઠીઆવાડમાં પ્રસિદ્ધ હતી. દાના મહારાજની કરણી પણ ભારી ઉંચી કહેવાતી. ગરનાં એક ઝુંપડાંમાં ભરવાડની છોકરીનું માથું કીડે ખદબદતું હતું—વેદનાનો પાર નહોતો—તેમાંથી પાસ પરુને તથા કીડાને દાના ભગતે ત્રણ વાર પોતાની જીભેથી ચાટી લઈને એ છોકરીનો રોગ મટાડ્યો હતો !

એવા અવતારી પુરૂષને ખોળે જઈને બાવાવાળાએ માથું નાખી દીધું. હાથ જોડીને એણે ભગતને મર્મનું વચન ચોડ્યું કે

"બાપુ ! જો જગ્યામાં દીવેલની તૂટ પડતી હોય તો હું માગો એટલું મોકલતો જાઉં."

"કાં બાપ, અવળાં વેણ શીદ કાઢછ ?"

"ત્યારે શું કરૂં ? મેંથી આ દોડાદોડમાં રોજ બે ટાણું દીવેલ સાથે રાખીને દીવા કરવાની કડાકૂટ થાતી નથી. વળી

રાજરજવાડાની ગીસ્તું ગોતતી ફરે છે. એટલે હવે મારો દીવો આંહી જ કરતા જાઓ."

"બાવા વાળા ! એટલા સારૂ જગ્યાને આળ કાં દે બાપ ? જા, કોડીયામાં વાટ મેલીને સૂરજ સામી ધરજે. તારા દીવામાં દીવેલ પણ સૂરજ પૂરશે, અને જ્યોત પણ સૂરજ પેટાવશે. જાપ કરતા આળસવું નહિ. જ્યાં સુધી જાપ કરીશ ત્યાં સુધી વાર તને વીંટીને ચાલશે તોય નહિ ભાળે."

" અને બાપુ, મારૂં મોત ? "

" જ્યોત ન થાય ત્યારે જાણજે કે તારે માથે ઘાત છે. બાકી તો દેવળવાળો જાણે બાપ ! હું કાંઇ ભગવાનનો દીકરો થોડો છું ! "

(૪)

"કાંઇ વાવડ ?"

"હા સાહેબ. નાંદીવેલે ડુંગરે."

"કેટલાં માણસ ?"

"દસ જ. રાતોરાત પહોંચીને ફુંકી મારવા જોવે. નીકર સવાર ઉગ્યે હાથ આવી રહ્યો."

ગીરના જંગલમાં, બાવા વાળાને જેર કરવા ગાયકવાડ સરકારના બંદર ખાતાનો સાહેબ, જેનું નામ ગ્રાંટ હતું,* તે પોતાની ટુકડી લઇને ભટકી રહ્યો છે. એક રાતે બાતમીદારે એને બાવાવાળો તુળશીશ્યામની પડખેના શંકરના પોઠીઆના આકારના ભયંકર નાંદીવેલા ડુંગરમાં રાત હોવાની બાતમી પહોંચાડી. અને સાહેબે દારૂગોળા લાદીને સાંઢીઓ વહેતો કર્યો. રાતોરાત એની ટુકડી નાંદીવેલા માથે લપાઇને ચડી ગઇ. બંદુકદારો બંદુકો લઇને ગોઠવાઇ ગયા. અને દારૂગોળાનો ઢગલો

* આ વાતમાં બીજી સમજ એમ છે કે ગ્રાંટ સાહેબ બાવાવાળા સાથે લડવા તો નહોતો જ ગયો. લડનારી ફોજ જેતપુરની હતી. અને નિર્દોષ ગ્રાંટ તો ઓચીંતો બેલ્યુ બંદરથી અમરેલી તરફ જતાં પકડાઇ ગયો હતો.

જાય કે તુર્ત બંદુકો ધરબીને, સામી ખોપમાં બેઠેલ બારવટીયાને ઉડાવી મૂકવાની વાટ જોવા લાગ્યા.

મ્હોંસઝણું થઇ જવા આવ્યું છે. બાવાવાળાને કાંઇ ખબર નથી. એ તો પોતાના રોજની રીતે પથારીમાંથી ઉઠીને પ્રથમ આપા દાનાની સ્તુતિ કરી રહ્યા છે. અને એના રહેઠાણને માથે જ સાંઢીયા ઉપરથી કોથળા ઉતારીને, નીચે પથરેલ બુંગણ ઉપર, ગ્રાંટ સાહેબના બરકંદાજો દારૂ ઠલવી રહ્યા છે. એક જ ઘડીનું મોડું થાય તો તો બારવટીયાને જીવવાની બારી જ ન રહે. પણ ત્યાં એક અકસ્માત બન્યો.

લોકો ભાખે છે કે જે ઘડીયે બાવાવાળાએ આપા દાનાની સ્તુતિ કરી, તે જ ઘડીયે ચલાળા ગામમાં દાના ભગતે પોતાની જગ્યામાં સગડીની પાસે બેઠાં બેઠાં, એક ચીપીઆ વતી સગડીની અંદરથી એક ધગધગતો તીખારો ઉપાડી બીજી બાજુ મેલ્યો, ને મેલતાં મેલતાં પોતે બોલ્યા કે "હવે મેલ્યને એમાં ટાંડી!"

"હવે મેલ્યને એમાં ટાંડી!" એ વેણ આંહી આપા દાનાના મ્હોંમાંથી પડ્યું, અને નાંદીવેલાને માથે જાણે કે એ હુકમનો અમલ થયો હોય તેમ, દારૂ પાથરતાં પાથરતાં એક બરકંદાજની બંદૂકની સળગતી જામગ્રી દારૂમાં અડકી ગઇ. અડકતાં તો બુંગણમાં પડેલો ગંજાવર ઢગલો સળગી ઉઠ્યો. ભ ડ ડ ડ! દા લાગ્યો. અને સાહેબની ટુકડીનાં માણસે માણસ જીવતાં ને જીવતાં સળગીને ભડથાં થઇ ગયાં.

"આ શું ગઝબ! આ ભડકા ને આ ભડાકા શેના! આ બોકાસાં કોનાં!" એમ બોલતા જેમ બારવટીયા બહાર નીકળ્યા તેમ દારૂખાનાનો દાવાનળ દીઠો. ડુંગરાની ખોપો થરથરી ગઇ, અને ગંધકના ગોટેગોટ ધુમાડામાં એક બીજાનાં મ્હોં ન દેખાય એવી આંધી પથરાઇ ગઇ.

બારવટીયા બ્હાવરા બનીને ડુંગરામાં દોટાદોટ કરવા લાગ્યા. જાણે ડુંગરાને કોઇએ પોલો કરીને અંદર દારૂખાનું ભર્યું હોય

એવી ધણેણાટીથી ભાગતા ભેરૂબંધોને જુવાન બાવાવાળાએ ત્યાં ને ત્યાં સ્થિર ઉભા રહીને પડકારો કર્યો

"સૂરજના પોતરા ભાગતાં લાજતા નથી કે બા ?"

"બાવા વાળા ! ભુંડે મોતે મરવું ? જીવતા હશું તો નામાં કામાં થઇ શકશે, પણ ભીંત હેઠળ શીદ કચરાઇ મરવું ?"

"એ બા, કાઠીભાઇ ભાગે તોય ભડનો દીકરો ! એવું બોલવું બારવટીયાના મ્હોંમાં ન શોભે. જીવતર વહાલું હોય ઇ ભલે ભાગી નીકળે. મારાથી તો નહિ ખસાય."

ભોંઠા પડીને કાઠીઓ ઉભા રહ્યા. અને થોડી વારમાં ધુમાડો વીખરાયો કે તુર્ત જ બારવટીયાઓએ ગ્રાંટ સાહેબને ઘોડે ચડીને ભાગતો દીઠો.

"એલા ટોપીવાળો જાય."

"એને બરછીએ દ્યો, ઝટ પરોવી લ્યો."

"ખબરદાર, બા કોઇએ ઘા કર્યો છે તો. દોડો, ઘોડાં ભેળાં કરીને જીવતો ઝાલો. સાહેબ મર્યો લાખનો, પણ જીવતો સવા લાખનો !" એવું બોલીને બાવાવાળાએ પોતાની ઘોડીને પાટીએ ચડાવી. સાહેબના વેલર ઘોડાની પાછળ, હરણ ખોડાં કરે એવા વેગથી, મૃત્યુલોકના વિમાન જેવી કાઠીઆવાડી ઘોડીએ દોટ કાઢી. અને થોડુંક છેટું રહ્યું એટલે બાવાવાળાએ હાકલ કરી કે

"હવે થંભી જાજે સાહેબ, નીકર હમણાં ભાલામાં પરોવી લીધો સમજજે."

લગામ ખેંચીને ગ્રાંટે પોતાનો ઘોડો રોકયો. સામે જોવે તો બાવાવાળાની આંગળીઓના ટેરવા ઉપર બરછી, સુદર્શન-ચક્ર જેવી ઝડપે ચકર ચકર ફરી રહી છે. બાવે બીજો પડકારો કર્યો કે

"સાહેબ, તારાં હથીઆર નાખી દે ધરતી માથે. નીકર આ છૂટે એટલી વાર લાગશે. અને હમણાં ટીલડીમાં ચોંટી જાણજે."

સાહેબે આ કાળસ્વરૂપને દેખી શાણપણ વાપર્યું. પોતાનાં હથીઆર હેઠે નાખી દઇ, પોતે માથેથી ટોપી ઉતારી બાવાવાળાની સામે મલકાતે મ્હોંયે ડગલાં દીધાં.

"રામ રામ! બાવાવાલા રામ રામ!" કહીને ચતુર ગોરાએ પોતાનો હાથ લંબાવ્યો.

સાહેબ લોકોના હથેળી-મિલાપના રીવાજ ન જાણનાર બારવટીયાએ, કાઠીની રીત મુજબ પોતાનો એક હાથ લંબાવી સાહેબને ખંભે લગાવ્યો. અને પછી કહ્યું કે "સાહેબ, તમે મારા કેદી છો."

"અચ્છા બાવાવાલા, કાઠીઆવાડના બારવટીઆની ખાનદાનીનો મને ઇતબાર છે. તેં મને જીતેલ છે. એટલે લડાઇના કાનૂન પ્રમાણે બેશક હું તારો કેદી જ છું."

"સાહેબ, તમારૂં નામ શું?"

"ગ્રાંટ."

"ઘંટ? ઠીક ઘંટ સાહેબ, તમારો ઘોડો મોઢા આગળ કરો. અને ચાલો અમારે ઉતારે."

સાહેબ આગળ ને બાવાવાળો પાછળ, એમ બન્ને ચાલ્યા. બારવટીયાનાં સોનાનાં સિંહાસનો સરખા ગીરના સેંકડો ડુંગરાઓ અને ગાળાઓ ઓળંગતો ઓળંગતો ગ્રાંટ સાહેબ ગીરની સાયબી વચ્ચે આ જુવાન કાઠીનું રાજપાટ નિરખે છે. ત્યાં તો જેતો વેગડ, લેઃમો ધાધલ ને ભોજો માંગાણી પણ ભેળા થઇ ગયા. છેટેથી સાહેબને અને બાવાવાળાને ભાળતાં જ ભોજાએ ચરકો કર્યો કે

"બાવાવાળા, ટુંકું કરવુંતું ને!'

"થાય નહિ બા. ઘંટ સાહેબે હથીઆર છોડી દીધાં. પછી એનું રૂંવાડું ય ખાંડું ન થાય. સૂરજ સાંખે નહિ."

"ત્યારે હવે?"

"હવે જયાં આપણે ત્યાં સાહેબ."

"પણ એના ખાવા પીવાનું શું ? ઇ તો સુંવાળું માણસ કહેવાય. બાદશાહી બગીચાનું ફુલ."

"એમાં બીજો ઉપાય નથી. આપણે ખાશું તે સાહેબ ખાશે. બારવટાં કાંઇ દીકરાનાં લગન થોડાં છે ?"

સાહેબ તો સમજતા હતા કે સોરઠનો બારવટીયો કોણ જાણે કેવી યે સાયબીમાં મ્હાલતો હશે. પણ સાંજ પડતાં જ સાહેબનો ભ્રમ ભાંગી ગયો. પથરાનાં ઓશીકાં, ધૂળની પથારી, બાજરાના ધીંગા રોટલાનાં ભોજન, અને આ ડુંગરેથી પેલે ડુંગરે સળગતા બપોરે કે સુસવતા શિયાળાની અધરાતે ઉઘાડા આભ નીચે ઉતારા ! સાહેબને ગર લાગી. તાવ લાગુ પડ્યો. રોજેરોજ બારવટીયાની સાથેજ ઘોડાં તગડી તગડીને સાહેબની કાયા તૂટી પડી. એની નસો ખેંચાવા લાગી. રાત દિવસ એને કોઇ વાતચીત કરવાનું સ્થળ ન મળે. બારવટીયા દારૂ પીને કલ્લોલ કરતા હોય ત્યારે પોતે તાવથી પીડાતો સૂનમૂન પડ્યો રહે. અને પોતાના છૂટકારાની ઘડી પણ ક્યારે આવશે એ વાતનો ક્યાં યે તાગ ન આવે. મોતનાં પરિયાણ મંડાયાં માનીને પ્રાંટ ગિરની નિર્જનતા વચ્ચે પોતાનાં બાળબચ્ચાંના અને પોતાની વ્હાલી મઢમનાં વસમાં સંભારણાં અનુભવવા માંડ્યાં. એક દિવસ પાણી ફુટે એવા બળબળતા તાવમાં પડ્યાં પડ્યાં, બેહાલ થઇ ગયેલા સાહેબે ડુંગરાની ગાળીની અંદર બ્હારવટીઆને નીચે પ્રમાણે વાત કરતા સાંભળ્યા.

"બાવાવાળા, સાહેબને પકડીને તો તેં સાપ બાંડો કર્યો છે."

"હોય બા, થાતાં થઇ ગયું."

"આપા બાવાવાળા, આખી કાઠીઆવાડને ધમરોળી નાખત તો ય કોઇની બે' નહોતી. પણ આ તો ઓસને માથે આપણો હાથ પડ્યો. એના એક ગોરા સાટુ રાણી સરકાર પોતાનું આખું રાજપાટ ડુલ કરી નાખે, ઇ જાણછ ને ?"

"જાણું છું."

"અને આ ગરને ઝાડવે ઝાડવે ગોરા ચોકી કરવા આવશે હો !"

"હો !"

"બાવાવાળા, જોઇ ને? સાહેબને ઝાલ્યા પછી આજસુધી આપણાં ઘોડાનાં પાખર નથી ઉતર્યાં, કે નથી આપણાં બખતર ઉતર્યાં. નથી એકેય રાત નીંદર કરી. હવે તો ડીલના કટકા થઇ ગયા છે. અને આ માંદાને ઉપાડવો પડે છે."

"ત્યારે હવે તો શું કરવું ભાઇ બોળા ?"

'બીજું શું ? એનું ટુંકું કરી નાખીએ."

સાંભળીને સાહેબને અંગે પરસેવો વળી ગયો. એના અંતરમાં ઇસુનું નામ બોલાવા લાગ્યું.

બાવાવાળાએ જવાબ દીધો કે "ભાઇ, એમાં ડહાપણ નહિ કે'વાય. સાહેને માર્યા ભેગી તો આખી વસ્થાત આંહી ઉતરી સમજજો. અને જીવતો રાખશું તો કો'ક દિ વષ્ટિ કરીને સરકાર આપણું બારવટું પાર પડાવશે. માટે સ્વારથની ગણતરીએ ય મરાય નહિ. તેમ ખાનદાનીની રીતે ય જો એનું રૂંવાડું ખાંડું કરીએ, તો સાત જન્મારાની ખોટય બાઇ બેસશું. બાકી તો હવે તમે કહો તેમ કરીએ."

જુવાન બાવાવાળાની આવી શાણી શીખામણ સાંભળીને મોટા મોટા તમામ અમીરોને ગળે ઘુંટડો ઉતરી ગયો. અને સાહેબ ઉપર જાપ્તો રાખીને બારવટું ખેડાવા લાગ્યું. ગોરા ટોપીવાળાઓની જે વખતે ગામડે ગામડે ફે ફાટતી, તેવા વખતમાં બાવાવાળાની આવી ગઝબની છાતી સાંભળીને કીર્તિના દુહા જોડાવા લાગ્યા કે

**ટોપી ને તરવાર, નર બીજાને નમે નહિ,**
**સાહેબને મહિના ચાર, બંદીખાને રાખ્યો બાવલા.**

**વશ કીધો વેલણનો ધણી, ગરમાં પંદને જે**
**(એની) વાળા વસ્થાતે ગુંજું પૂગી બાવલા**

[ વેલણ બંદરના સાહેબ ગ્રાંટને તેં કેદ કર્યો, તેની ધુમો તો ઓ બાવાવાળા ! છેક વિલાયત પહોંચી ગઇ છે. ]

**ઘંટ ફરતો ઘણું દળવા કજ દાણા**
**એને મ્હોં બાંધીને માણા બેસારી રાખ્યો બાવલા**

[ આ ગ્રાંટ સાહેબ, કે જે મોટી ઘંટી રૂપી બનીને બારવટીયા રૂપી દાણાને દળી પીસી નાખવા ગીરમાં ફરતો (ચાલતો) હતો, તેને હે બાવા-વાળા, તેં મ્હોં બાંધીને બેસારી દીધો.—આ દુહામાં 'ઘંટ' શબ્દ ઉપર શ્લેષ છે. (૧) ગ્રાંટ સાહેબ. (૨) બળદથી ચાલતી, અનાજ દળવાની મોટી ઘંટી. ]

સરકારે ગ્રાંટના વાવડ લેવા બહુ ઇલાજો કર્યા. પણ બાર-વટીયાઓએ પતો લાગવા દીધો નહિ.

સરકારની શરમનો પાર નહોતો રહ્યો. રાજકોટથી માંડી વિલાયત સુધીના ટોપીવાળા કાંડાં કરડતા હતા. કપ્તાન દરજ્જાનો એક અંગ્રેજ ગિરના કયા ગાળામાં દટાઇ રહ્યો છે, તેનો પતો ન મળે તો તો કાલ સવારે જ અંગરેજની બેસતી બાદશાઇને ગણકારશે કોણ ? સરકારી તોપખાનું ગિરમાં લઇ જઇને કયા ડુંગરા સામે માંડવું ? વિચાર પડતી વાત થઇ ગઇ.

મુંબઇ સરકારે આખરે ખબર કઢાવ્યા કે "બાવાવાળાને શું જોઇએ છે ?"

કોઇ વટેમાર્ગુએ સરકારને ચિઠ્ઠી પહોંચાડી કે બાવાવાળાને એનું વીસાવદર પરગણું પાછું મળશે તો જ ગ્રાંટને જીવતો ભાળશો."

કોઇને ખબર ન પડી કે ચિઠ્ઠી મૂળ આવી કયે ઠેકાણેથી. અને સરકારને ફાળ પડી ગઇ કે ગ્રાંટને અને મોતને ઝાઝું છેટું નથી રહ્યું.

મુંબઇની સરકારમાંથી જુનાગઢના નવાબ ઉપર ખરીતો ગયો કે "ચાહે તે ભોગે પણ હરસૂરા કાઠીની પાસેથી વીસા-વદર પરગણું બાવાવાળાને અપાવો. અને જો ગ્રાંટના ખુનનું ટીપું પડશે તો ગોરી પલટનો ઉતરીને ગિર સળગાવી નાંખશે. અને રાણી સરકારનો ખોફ તમારાં રજવાડાં ઉપર ઉતરશે."

નવાબના ચતુર દિવાને ગિરના ગાળામાં સંદેશો પહોંચાડ્યો. જુનાગઢની મદદથી વીસાવદર પરગણું બાવાવાળાને હાથ પડ્યું. અને કેપ્તાન ગ્રાંટને ગિરમાં છૂટો મેલી બારવટીયા વીસાવદરની ગાદી ઉપર ગયા.

(૫)

મોરલી ગિરની અંદર, ધ્રાફડ નદીને કિનારે, વેકરીયા અને વીસાવદર ગામની વચ્ચે 'જમીનો ધડો' નામે ઓળખાતો એક નાનો ડુંગર છે. ત્રાજવાંની ડાંડીની માફક આ જગ્યા બરાબર કાઠીઆવાડના મધ્ય બિન્દુ પર આવેલ હોવાથી, એનું નામ 'ધડો' પાડેલું લાગે છે. એ જગ્યા ઉપર, દાતારની જગ્યા પાસે એક ગામડું વસાવીને બાવાવાળાએ રહેઠાણ કર્યું હતું. પડખે જ ધાટી ઝાડીથી ભરેલી ગિર હોવાથી બારવટીયાને સંતાવાની સુગમતા પડતી. ગિર તો માનું પેટ ગણાય છે.

બાવાવાળાના દેહમાં જુવાનીનાં તેજ કિરણો ફાટી રહ્યાં છે. એની રૂપ જાણે કે શરીરમાં સમાતી નથી. પણ પોતે બહાર-વટના પંથે ઉભો છે. સોમાધારના જોગંદર મહારાજ ધમસાણ-નાથનો અવતાર છે. અને આપા દાનાનું દીધેલ માદળીયું બાંધે છે. પોતાના હાથમાં રેઠી જ્યોત થાય છે. એટલા સતનાં બિરદ માથે લઇ ફરનાર પુરૂષની નાડી લગરીકે એબ ખમે નહિ જોગી જેવો એ બારવટીઓ જુવાનીને ચારે કોરથી દબાવીને વર્તે છે. પરણેલ છે, પણ કાઠીઆણી ચલાળે આપા દાનાની પાસે જ રહે છે.*

* એમ પણ કહેવાય છે કે કાઠીઆણી પોતાને પીયર ખડકાળા ગામેજ રહેતાં. એક વાર રાતે બાવાવાળાએ ખડકાળા ગામને પાદર મુકામ નાખીને બાઇને તેડાવેલાં. બાઇએ જવાબ વાળેલો કે "દરબારને કહેજો કે મારાથી ન અવાય. અમે અસ્ત્રીની જાત તો લીલો સાંઠો કહેવાઇએ. વખત છે ને દૈવનો કોપ થાય, તો દુનિયા વાતું કરશે કે ધણી તો બચારો પથરાનાં ઓશીકાં કરીને બારવટાં ખેડે છે, અને બાયડી ઘેરે છોકરાં જણે છે! આવું થાય તો મારે અફીણ ઘોળવું પડે. માટે દરબારને કહેજો કે ઉધાડે-ઘાગ તેડાવીને ભેળી રાખવી હોય તો જ તેડાવજો!"

"ભલે, માત્રા," ભોજા માંગાણીએ વાત છેડી, "ધમસાણ-નાથજીએ આની આવરદા કેટલી ભાખી છે ખબર છે ને ?"

"હા ભોજા અઠ્ઠાવીસ વરસની."

"દીવો ઓલવાતાં કાંઇ વાર લાગશે ?"

"ના. અઠ્ઠાવીસ વરસ તો કાલ સવારે પૂરાં થાશે."

"પછી એના વંશમાં તો અંધારો થઇ જાશે ને !"

"તો તો મહા પ્રાછત લાગ્યું લેખાય."

"તો પછી આઇને ચલાળે ન બેસારૂ રખાય."

માત્રો સમજી ગયો. બાવાવાળાને પૂછશું તો ના પાડશે, એમ માનીને છાનામાનો અસવારને ચલાળે રવાના કર્યો. બીજે દિવસે દીવે વાટયો ચડયા પહેલાં તો 'આઇ'ને લઇને અસવાર જમીના ધડા ભેળા થઇ ગયો.

રાત પડી. અધરાતે દાયરો વીખાયો. સહુની પથારી વચ્ચે પોતાની પથારી ન જોવાથી બાવાવાળાએ પૂછયું "મારી પથારી કયાં ?"

"આજ તમારી પથારી ઓરડે છે, બાવાવાળા !"

બાવાવાળો સમજી ગયો. એને કોઇએ જાણ નહોતી કરી. અચાનક મેળાપ થતાં એને હેતના ને હરખના હિલોળા ચડશે, એમ સહુના અંતરમાં આશા હતી. કાઠીઆણી પણ પરણ્યા પછી કંથને આજ ઘણે વરસે મળવાનાં છે, એવા કોડથી જીમી ને મલીરની નવી નકોર સુગંધ દેતી જોડય ધારણ કરીને ઝમરખ દીવડે પોતાના સાવઝશૂરા કંથની વાટ જોવે છે. પતિરાજના પોરસ થકી ફુલતા દેહ ઉપર ચૂડલીઓ અને કાપડાની કસો તૂટું ! તૂટું ! થાય છે.

દાયરામાંથી ઉઠીને અધરાતે બાવોવાળો ઓરડે આવ્યો. રંગભીના ઓરડામાં રાજવણને બેઠી ભાળતાં જ એને અચંબો ઉપડયો.

"તું ક્યાંથી?" મ્હોં જરાય મલકાવ્યા વગર પૂછ્યું.

"તમારી તેડાવી!" ભોળુડી સ્ત્રી હજુ હસે છે.

"મેં તેડાવેલી? ના! કોની સાથે આવી?"

"તમારા કાઠી સાથે."

ત્યાં તો બાવાવાળાનાં રૂંવાડાં બેઠાં થઇ ગયાં. એની આંખોમાં દેવતા મેલાણો. "તું! મારી અસ્ત્રી! પર પુરૂષ સાથે હાલી આવી? બહુ અધીરાઇ હતી?"

"દરબાર, અધીરાઇ ન્હોય? ધણીને મળવાની અધીરાઇ ન હોય? મેં શું પાપ કર્યું?"

"ઠીક પડ્યું'તું ને?"

"કાઠી! કાઠી!" બાઇની કાયા કાંપવા મંડી, "બસ કરી જાઓ. આ શું બોલો છો? સાવઝ તરણાં ચાવે છે? દરબાર! આટલો બધો વ્હેમ! હું તો તમારીયું......"

ઝબ! દેતી બાવાવાળાએ તરવાર ખેંચી.

"ઓહોહો! દાતરડાની બ્હીક દેખાડો છો? આ લ્યો." એમ કહેતી કાઠીઆણી ગરદન ઝુકાવીને ઉભી રહી. દયાવિહોણા બારવટીયાએ અબળાની ગરદન પર ઝાટકો ચોંટાડ્યો. જે ગળામાં પિયુજીની મીઠી ભુજા પડવાની હતી, ત્યાં તરવાર પડી અને ગડી બે ઘડીમાં તો એનો જીવ જાતો રહ્યો. અત્યારે એ બાઇની ચુંદડી ને એનો મોડીયો ખડકાળા નામના ગામમાં પૂજાય છે.

બાવા વાળાથી થાતાં તો થઇ ગયું, પણ પછી તો એની રીસ ઉતરી, કાઠીઆણીનું નિર્દોષ મ્હોં એની નજરમાં રમવા માંડ્યું, અને એને પસ્તાવો ઉપડ્યો. અંતરમાં ઝાળો ઉઠી. ક્યાં યે ઝંપ નથી વળતો. આંખે અખંડ આંસુડાં ઝરે છે. એણે બોલવું ચાલવું પણ બંધ કરી નાખ્યું છે.

"બાવાવાળા!" પોતાના સાથીઓ સમજાવવા લાગ્યા, "હવે પછી ચીંથરાં શું ફાડછ? ઓરતો થાતો હોય તો પ્રભુની માળા ફેરવ. પણ માણસ કાં મટી જા!"

તો યે બાવા વાળાને શાંતિ વળી નહિ, છાનોમાનો નીકળીને એ ગોપનાથ પહોંચ્યો. દરિયામાં સ્નાન કરીને મંદિરમાં જઇ ઉભો રહ્યો. તરવાર કાઢીને એણે દેવની પ્રતિમાજી સમક્ષ કમળ–પૂજા ખાવાની તૈયારી કરી. ચોધારાં આંસુડાં ચાલ્યાં જાય છે. અને સ્ત્રીહત્યાના પાપની પોતે વિલાપના કરે છે. તે વખતે નાગરવ ગીયડ નામના ચારણે એનો હાથ ઝાલીને ઓચીંતી તરવાર ઝુંટવી લીધી.

"નાગરવ ભા! મને મરવા દે." બાવા વાળાએ તરવાર પાછી માગી.

"બાવા વાળા! બે ય કાં બગાડય? પેટ તરવાર નાખ્યે સ્ત્રી હત્યા ઉતરશે એમ માનછ? મરીને ભૂત સરજીશ, બાવા વાળા! અને શાંતિનો છાંટો ય નહિ જડે. માટે આદર્યાં કામ પૂરાં કર, અને સંસારમાં રહીને પાપ ભસમ થાય એવી પ્રભુ-ભક્તિ કર."

એમ ફોસલાવીને બાવાવાળાને પાછા લઇ ગયા. અને એને ફરીવાર પરણાવ્યા.

૬

આજ તો સરધારપરને માથે પડીએ."

"દરબાર, ઇ ધીંહરાનો મારગ લેવા જેવો નથી. ત્યાં તો આયરની વસ્તી વસે છે."

"પણ આયરોને તો દરબાર મુળુવાળાએ ઉચાળા ભરાવી બહાર કાઢ્યા છે. ઇ આયરો તો ઉલટા આપણી ભેર કરશે."

એવી ભ્રમણામાં પડીને ત્રણસો ઘોડે બાવો વાળો સરધારપર ભાંગવા હાલ્યો. સાથે માત્રો વેગડ, ભીમો ધાધલ, ભોજો માંગણી, જેઠસૂર બસીઓ વગેરે કાળદૂત જેવા બહારવટીઓ ચડ્યા છે. તુર્ત સરધારપરમાં જાણ થઇ કે આજ બાવો વાળો પડશે. જેતપુરના દરબારે જે આયરોના ઉચાળા બહાર કઢાવ્યા હતા, તેમાંથી એક બોલ્યો કે "વધામણી! આજ મૂળુવાળાની મૂછનો વળ ઉતરી જાશે."

"અરે ફટય તમને આયરના દીકરાઓ ! એલા, આજ મૂછુ-વાળે કઢાવ્યા, પણ આજ સુધી દાંતમાં અન્ન કોનું ભર્યું છે ? આપણુ જીવ્યે બાવો વાળો સરધારપર ભાંગે ? મા ધરતી ને દીકરા ગળ ચોખા જમે ? બાવો વાળો બોડકીયુંમાં ચર્યો છે, પણ હજી શીંગાળીયુંમાં નથી આવ્યો. આવવા દો એને."

પોતાના દરબારે નજીવા જ કારણથી ઓચીંતાં ખોરડાં ખાલી કરાવીને આયરોને બહાર કઢાવ્યા છે, ક્યાં જવું તેનો વિચાર કરતા આયરો અંતરિયાળ ઉચાળા લઇને પડયા છે, બચ્ચાં રૂવે છે, કોઇ ગર્ભવંતી આયરાણીઓ પીડાતી પડી છે, ઘરડાં બુઢ્ઢા, બિમાર અને આંધળાં અપંગ આયરોને ઉંચે આભ ને નીચે ધરતી જેવું થયું છે. વરસતા વરસાદમાં વિના વાંકે દરબારે બહાર કઢાવ્યાં તેથી બોર બોર જેવાં પાણી પાડતી આયરાણીઓ અંતરમાં દરબારને શાપ દઇ રહી છે. તેમ છતાં પણ ધણીની લાજ આબરૂ સાચવવાનો સમો આવ્યો સમજી આયરો ઉભા થઇ ગયા. આયરાણીઓ સાંબેલાં લઇને ઉભી રહી. ગામની બજારમાં એવી તો ઘટા બંધાઈ ગઇ કે જાણે વાટયો વણાઇ ગઇ છે. એવા નીમકહલાલ આયરો ઉપર બાવો તૂટી પડયો. ખસી જાવ ! ખસી જાવ ! એવા ઘણા પડકારા કર્યા. પણ આયરોનો તો ઘટાટોપ બંધાઇ ગયો. કોઇએ પાછો પગ દીધો નહિ. ત્યારે બાવાવાળાએ કહ્યું કે "આ ભૂત વરણ છે. લાખ વાતેંય નહિ ખસે. માટે હવે વાટય કોની જોવી ? કાપી નાખો."

પછી મંડયા વાઢવા. આયર આયરાણીઓના ઢગલા ઢાળી દીધા. એકે એક આયર, છાતીના ઘા ઝીલતો ઝીલતો પડકારી રહ્યો છે કે "હાં મારો બાથો ! મોરલીધરનું નામ ! મોત ન બગાડજો ! આવી ઉજળી ઘડી ફરી નથી મળવાની."

પણ બાવાવાળાના કાળઝાળ કટકે આયરોનો સોથ વાળી દીધો. પાંત્રીસ મોડબંધા પડયા. અકેકાર વરતાઇ ગયો. આજ પણ સરધારપરની બજારે અને પાદરમાં સીંદૂરવરણા પાળીઆનો

પાર નથી. જોતાંની વાર જ આપણા દિલમાં અરેરાટી છૂટી જાય છે.

સારી પેઠે સોનું રૂપું લૂંટીને બાવોવાળો ભાગ્યો.

અસવાર તો ક્યારનો નીકળી ચૂક્યો હતો. જેતપુર ખબર પહોંચી ગયા. જેતપૂરમાં દરબાર દેવા વાળા પથારીવશ પડયા છે. એનાથી તો ઉઠાય તેમ નહોતું. પણ ભત્રીજા મૂળુવાળાએ વાંદર્ય ઘોડીને માથે પલાણ મંડાવ્યાં.

"મૂળુ !" દેવા વાળાએ ચેતવણી દીધી. 'જોજે હો ! વાંદર્યને લજવતો નહિ."

મૂળુવાળે ઘોડાં હાંક્યાં. વાવડ મળ્યા હતા કે ગોરવીઆળીની સીમમાં બારવટીઆ રોટલા ખાવા રોકાશે. એટલે પોતે બરાબર દેહલી ધારનો મારગ લીધો.

આંહી બારવટીયા ગોરવીઆળીની સીમમાં બેસીને રોટલાની તૈયારી કરે છે, ત્યાં તો એક અસવારે આભમાં ડમરી ચડતી ભાળી. જોયું તો ભાલાં સૂરજને સંદેશા દેતાં આવે છે. પલકારામાં તો દેહલી ધાર ઉપર ભાલાં ઝબૂકતાં દેખાણાં. અસવારે ચીસ નાખી કે 'બાપુ ગઝબ થયો. આપો દેવોવાળો પોગ્યા. દેવો. કાંથડનો ! હવે કટકેય નહિ મેલે."

બાવોવાળો નજર ઠેરવીને નિહાળી રહ્યો. ત્યાં તો દેહલીની ધાર માથે અસવારો ઉતરી ઉતરીને ઘોડાંના તંગ તાણતા ને અફીણની ખરલો ઘુંટતા લાગ્યા.

"ઝખ મારે છે !" બાવાવાળાએ હરખનો લલકાર કર્યો. "નક્કી ભાઇ મૂળુવાળો છે. દેવો વાળો ન હોય. દેવો કાંથડનો હોય તો તો કદિ તંગ ખેંચવા યે રોકાય ? દેવો તો ઢીલે તંગે ઘોડાં ભેળાં કરે. ફિકર નહિ. હવે તમ તમારે નિરાંતે ઘોડાં પલાણો."

ઝોંઝબ ઘોડાં ઉપર ધાસીઆ નખાયા અને કાઠીઓ ચડી ગયા. સામી બાજુથી મૂળુવાળો અફીણ કસુંબા લઇને અને તંગ તાણીને ઉતર્યો.

બેય સગા માશીયાઇ : બેય ગોરવીઆળીની સપાટ ધરતીમાં સામ સામા કાટક્યા. પેધડા માથે ઉભા થઇ જઇને બે ય જણાએ ભાલાં ઉગામ્યાં. આભને ભેદે એવા સામસામા પડકારા દેવાણા. પણ ત્યા તો કોણ જાણે શી દૈવગતિ બની કે રણમાં સદા ખીલાની જેમ જડાઇ જનારી વાંદર્ય ઘોડી પોતાના અસ્વાર મૂળુવાળાના હાથમાંથી નીકળીને પાછી ફરી ગઇ. મૂળુવાળા તે વખતે ભુંડા દેખાણા. મૂળુભાઇ ભાગો મા ! મૂળુભાઇ ભાગો મા ! નહિ મારી નાખીએ ! લોહીનો ત્રસકો ય નહિ ટપકીએ ! એ બા ઉભા રો ! ઉભા રો ! એવા ચસ્કા શત્રુનાં માણસો પાડવા લાગ્યાં. અને પછી તો મૂળુવાળે ઘણી યે વાંદર્યને પા ગાઉ માથેથી પાછી વાળી, પણ ત્યાં તો ગોરવીઆળીના ચારણોને જાણ થતાં એ બધા દોટ મેલીને આંબી ગયા. બે ય કટકને જોગ-માયાની દુહાઇ દઇને નોખાં પાડયાં. ચારણના દીકરા વચ્ચે આવવાથી બે ય માશીઆઇ નોખનોખી દિશામાં કટકને હાંકી ગયા.

"બાપુ ! ભાઇ મૂળુવાળાએ પારોઠનાં પગલાં ભર્યાં !" એમ જેતપૂરમાં વાવડ પહોંચ્યા. સાંભળતાં જ દેવોવાળો પથારીમાં પડયા પડયા મોઢું ઢાંકી ગયા. ભત્રીજો આવતાં જ આપા દેવાએ પડખું ફરીને કહી દીધું કે "મને મ્હોં દેખાડીશ મા !"

"અરે કાકા ! પણ મારો વાંક નહોતો. હું ન ભાગું. મારાં ભાગ્ય અવળાં તે વાંદર્ય ફરી ગઇ. પણ હવે તમારે પગે હાથ દઇને કહું છું કે હું બાવાને ફરી વાર ભેટીશ. અને ઘોડી ફરી હતી કે હું ફર્યો હતો તે બતાવી દઇશ."

એટલી ખાત્રી મળ્યા પછી જ દેવાવાળાએ મ્હોં પરથી લુંગડું ખસેડયું.

૭

"આવો આવો આપા માણસુર !" ડુંગરના તખ્ત ઉપર બીરાજેલા બાવાવાળાએ મહેમાનોને આવકાર આપ્યો.

"આપા બાવાવાળા !" માણસુર ધાધલ બોલ્યા, "હું આજ સ્વારથની વાતે આવ્યો છું."

"બોલો બા !"

"જો ભાઇ, મારે ગુંદાળા ગામમાં ખોરડાં કરવાં છે. પણ જો તું એ ગામને માથે ન પડવાનો હો તો જ હું ખોરડાં ઉભાં કરૂં."

"આપા બાવાવાળા !" બાવાવાળાનો સંગાથી જેઠસૂર બસીઓ કે જે માણસુર ધાધલનો સગો માશીઆઇ થતો હતો, તે વચ્ચેથી જ બોલી ઉઠયો. "આપા ! જો વેણ પળાય એમ હોય તો જ હા પાડજે હો. નીકર પછી થુંકયું ગળવું પડશે, ને અમારૂં બેય ભાઇયુંનું મોત બગડશે."

"બહુ સારૂં આપા માણસુર, જાવ, મારો કોલ છે. ગુંદાળા માથે ન ચડવાનું હું પાણી મેલું છું."

માણસુર ધાધલે તો ગુંદાળે જઇને રૂપાળાં ખોરડાં ચણાવ્યાં. અને એક જેબલીઆ કાઠીની જમીન પોતાના મંડાણમાં હતી તે લઇને ખેડવાનું આદર્યું. બાવાવાળાના વેણ માથે એને વિશ્વાસ છે.

પણ બાવાવાળાનો કાળ આવવા બેઠો છે ને ! એટલે જે કાઠીની જમીન માણસુર ધાધલ ખેડવા મંડયો, એ જ જેબલીઆ કાઠીએ બ્હેતાં મેલ્યાં બાવાવાળાની પાસે. જઇને બાવાવાળાને ચડાવ્યો:-

"ભણે આપા બાવાવાળા ! હાલ્ય. ગુંદાળા માથે ત્રાટક દેને. રોગું હેમ પાથર્યું છે."

"પણ આપા, મારાથી જીભ કચરાઇ ગઇ છે. શું કરૂં ?" બાવાવાળાની દાઢ તો સળકી. પણ કોલ ઉથાપવાનો ડર લાગ્યો.

"આપા બાવાવાળા, બરાબર. તારો કોલ સાચો. એટલે તું માણસૂરના લબાચા ચૂંથીશ મા. પણ ગુંદાળામાં તો હેમ પાથર્યું છે, હેમ !"

ધર્મના માર્ગેથી લપસતો જાતો બાવોવાળો લોભાઇને આખરે ગુંદાળા માથે ચડયો. આવતાં જ છેટેથી એને માણસૂર ધાધલે ભાળ્યો. માણસૂરે આઘેથી ધા નાખી,

" અરરર બાવાવાળા ! વચન લોપ્યું ! આપા દાનાને લજ-વ્યો ! કમતીઆ ! ડાકણ પણ એક ઘર છોડી દે. તું ક્યાંથી યે ઉતરતો પાક્યો ? "

" આપા માણસૂર ! " ભોંઠા પડેલ બાવાએ ગોટા વાળ્યા, "તું તારે તારૂં ઘર સંભાળ્ય, તારૂં રૂંવાડુંય ખાંડુ નહિ કરૂં !"

" હવે બસ કરી જા બાવાવાળા ! " માણસૂર ધાધલ તલવાર કાઢીને બહાર નીકળ્યો. " કાઠીના પેટનો થઇને મને મારૂં એકલાનું ઘર વ્હાલું કરવાનું કહેછ ? મને પણ તું જેવો જ માન્યો ? "

એમ બોલતો માણસૂર ધાધલ ગામની રક્ષા માટે ઓરડેથી ઉતર્યો. જાતાં જાતાં પોતાની સ્ત્રીને કહ્યું " કાઠીઆણી ! બેય છોકરાઓને ઓરડામાં પૂરી રાખજે. ! "

એટલું બોલીને માણસૂર કેસરી સિંહની જેમ કુદ્યો. જાળવ્ય ! માણસૂર, જાળવ્ય ! એમ બાવાવાળાએ હાકલા કર્યા. પણ જાળવે શું ? તલવાર લઇને માણસૂરે એકલાએ રણ આદર્યું. ઘડી એકમાં તો એના પરજેપરજા ઉડી ગયા.

ત્યાં તો ખોરડા ઉપરથી છાપરૂં ફાડીને માણસૂર ધાધલનો નાનો દીકરો બહાર નીકળ્યો. એણે પોતાના બાપને ધીંગાણે શોભતો દીઠો. પોતાની પાસે તરવાર તો નહોતી એટલે શત્રુઓ ઉપર એ લાકડાના ઘા કરવા મંડ્યો.

"બાપુ !" અસવારો બોલ્યા, " છોકરો થોડાં માથે પરોણાની પ્રાછટ બોલાવે છે. "

" મારશો મા ! ઇ ટાબરને મારશો મા ! એને ઝાલી લ્યો. અને હવે હાલો. ઝટ ભાગી નીકળો ! લુંટ નથી કરવી. દાટ વાળી નાખ્યો. " એમ કહીને એણે ભુંડે મ્હોંયે વીસાવદરનો કેડો લીધો.

મારગે એક નહેરૂં આવે છે. ત્યાં માણસૂરના ભાઇ જેઠસૂર બસીઆને પોતાના અસવારો સાથે તડકા ગાળવા બેઠેલો દીઠો. અને જેઠસૂરે બાવાવાળાને દીઠો.

" કોણ બાવો વાળો ! "

" હા આપા જેઠસુર ! "

પણ એ હોંકારામાં રામ નથી રહ્યા. બાવાવાળાના મ્હોં ઉપરથી વિભૂતિ માત્ર ઉડી ગઇ છે. અને વળી બાવોવાળો ગુંદાળાને માર્ગેથી ચાલ્યો આવે છે. એટલે જેઠસુરે અનુમાન કરી લીધું.

" કાળો કામો કરીને આવછને ભાઇ ! "

બાવાવાળો ચુપ જ રહ્યો.

" બાવાવાળા ! બીજું તો શું કરૂં ? તારૂં અન્ન મારી દાઢમાં છે. તારી થાળીમાંથી ઘણા દિ' રોટલાનાં બટકાં ભાંગ્યાં છે. પણ હવે રામરામ ! આપણાં અંજળ ખુટી ગયાં. "

જેઠસુરના વળના જેટલા અસવારો હતા તે તમામ તરી નીકળ્યા. અને બાવોવાળો ભોજા માંગાણીને લઇ માર્ગે ચડ્યો. પણ આજ એની દશા પલટાતી હતી. એટલે એની કાંધે કુમત જ ચડી બેઠી હતી. ભોજા માંગાણીએ પાસેના ખેતરમાં એક બેહાલ આદમી સામે આંગળી ચીંધીને પૂછ્યું,

" આપા બાવાવાળા, ઓલ્યો સાંતી હાંકે ઇ કોણ છે, ઓળખ્યો ? "

" કોણ છે ભોજા ? "

" ઇ હરસુરવાળો પોતે : તારાં ચોરાશી પાદરનો ગઇ કાલનો ધણી. "

" એટલે તારૂં કહેવું શું છે ભોજા ? "

" બાવાવાળા ! દુશ્મનની આવી દશા દીઠી જાય છે ખરી ? સાવઝને શું તરણાં ખાતો કરાય ? "

" ત્યારે શું શત્રુના પગ ધોઇને પીવાતા હશે ? "

" બાવાવાળા, એને વધુ નહિ, એક જ ગામડી દે. પણ આ હરસુરવાળાના હાથમાં સાંતી તો દેખ્યું નથી જાતું."

"ભોજા ! જમીન ચાકડે નથી ઉતરથી, જાણુછ ને!"

"તો પછી બાવા વાળા ! ભોજો ય ચાકડે નથી ઉતરતો, ઇ યે તું જાણુ છ ને!"

"એટલે ભોજા!" બાવોવાળો તિરસ્કારથી હસ્યો. "બહુ દાઝતું હોય તો એને ચોરાશી યે ચોરાશી પાદર પાછાં અપાવજે!"

"બાવાવાળા! તારા મ્હોંમાં અવળાં વેણુ ન શોભે. બાકી તો તું જોછ ને? વિકમા ગયા, શેખવા ગયા, જેઠસૂરે તને છોડયો-એમ પછી પીછડા વિનાનો મોર રૂડો લાગશે?"

"મોર હશે તો નવાં હજાર પીછડાં આવશે."

"પછી ઓરતો નહિ થાય ને?"

"ના ના, આ લે, એક બરછી બાંધછ, ને આ બીજી પણ ભેગી બાંધજે."

"ત્યારે હવે રામરામ બા. શેલણા ને વીસાવદરનાં ને એક સો ને અડસઠ પાદરના ધણી! જાગતો રે'જે!" એટલું કહીને ભોજો માંગાણી પોતાનાં ઘોડાં તારવી પાછો વળ્યો. સીધેસીધો ખેતરમાં સાંતી હાલતું હતું ત્યાં ઘોડી હાંકી. જઇને પડકારો કર્યો કે

"આપા હરસૂરવાળા! મેલી દે સાંતી. ઠાકર તારાં ચોરાસી યે ચોરાસી તને પાછાં આપશે.

"ભોજા માંગાણી! આ બે સાંતીની જમીન રહી છે એય નથી સહેવાતી કે શું? આભને ઓથે રહીને મારાં બે છોરૂડાં ઉઝેરૂં છું એટલું યે તારી આંખમાં ખટકે છે કે ભાઇ!" બોલતાં બોલતાં હરસૂરવાળાની પાંપણો પલળતી લાગી.

હેઠા ઉતરીને ભોજાએ પોતાની તરવાર હરસૂરવાળાના હાથમાં દીધી, અને બોલ્યો, "આપા હરસૂર! આજથી તું મારો ઠાકર ને હું તારો ચાકર. ઉઠ. નીકળ બારવટે."

(૮)

વિસાવદર ગામમાં સોપો પડી ગયો છે. જળ ઝંપી ગયાં હોય એવી શાંતિ પથરાઇ ગઇ છે. બાવાવાળો દરબારગઢના

માયલા ઓરડામાં માળા ફેરવી લઇને સૂવાની તૈયારી કરે છે. આજ ત્રણ દિવસથી એની સવાર–સાંજની માળાને ટાણે રેઢી જ્યોત થાતી નથી. એ ચિન્તામાં બારવટીયો ઉંઘ વિના પથારીમાં આળોટેછે. તેટલામાં તો, પોતે જેને બ્હેન કહી હતી એ કણબણ આવીને ઉભી રહી.

"બાપુ, જાગો છો ?"

"કાં બ્હેન, અટાણે કેમ આવવું પડ્યું ?"

"બાપુ, મને વ્હેમ પડ્યો છે."

"શેનો ?"

"ભોજો માંગાણી આવ્યો લાગે છે."

"કયાં ?"

"ધ્રાફડના વોંકળામાં. એકલો નથી. ઘંઘીયું જામગ્રીયું તબકતી જોઇ."

"ઠીક, જા બ્હેન, ફિકર નહિ."

કણબણ ચાલી ગઇ એટલે ડેલીએ લોમો ધાંધલ અને માત્રો વેગડ બેઠેલા, એમાંથી લોમે ફળીમાં આવી પૂછ્યું કે "ભણું બાવાવાળા ! તાળી બોન આવુને કાણ્યું ભણ્યું ગઇ ?"

"આપા લોમા !" બાવાવાળાએ અંદરથી અવાજ દીધો, "ભોજાનું કટક ધ્રાફડના નાળામાં હોય એમ લાગેછે. માટે ચેતતા રહેજો."

"ઇ છે ? તવ્ય તો ભણું હવે ડેલીના કમાડ ઉઘાડાં ફટાક મેલુ ઘો. ભાઇ ભોજાને વળી પાછાં કમાડ ભભડાવવાં પડશે."

બીજી વાત એમ કહેવાય છે કે આયડુએ ખુટીને આજે ઢારને પકર ચારવા જતી વખતે ડેલી દેવરાવી નહોતી.

ડેલીનો દરવાજો આખે આખો ખુલ્લો મૂકાયો. માયલી ડેલીએ પચીસ હેડીના કાઠીઓ હથીઆર પડીઆર લઇને સૂતા. સહુને મન તો ભોજો માંગાણી આવ્યાની વાત પર જ ભરોસો

નથી એટલે ઝોલાં ખાવા મંડયા. પણ માત્રો વેગડ (બાવા-વાળાની ફુઇનો દીકરો) પૂરેપૂરો વ્હેમાઇ ગયો હતો. એ બેઠો બેઠો સહુનાં મ્હોં પર પાણી છાંટે છે. સહુને સમજાવે છે કે "ભાઇ, આજની રાત ઉંઘવું રે'વા દ્યો!"

વારે વારે પાણી છંટાવાથી લોમો ધાધલ ખીજાઇ ગયો. "એલા માત્રા! ભણું તેં ચૂડલીયું પહેરી છે? માળા આવડો બધો બ્હીકાળવો?"

"આ લ્યો ત્યારે; હવે જે કોઇ પાણી નાખે, કે એક બીજાને જગાડે, એ બે બાપનો હોય."

એટલું બોલી માત્રો વેગડ માથા સુધી સોડય તાણીને સૂઇ ગયો. થોડીક વારમાં તો આખી મંડળીને ઘારણ વળી ગયું.

અધરાત ભાંગ્યા પછી દ્રાક્ષનું નાળું શત્રુઓની જામગ્રીઓ પેટાતાં જાણે સળગી ઉઠયું. જેતો લાલુ બોલ્યો,

"ભોજા માંગાણી! પ્રથમ અમે જઇને વાવડ કાઢીએ છીએ. જો જાગતા હશે તો અમે કહેશું કે મે'માન દાખલ આવ્યા છીએ! ને ઉંઘતા હશે તો સહુને બોલાવી લેશું."

ડેલીએ આવીને જોયું તો ડેલી ઉઘાડી ફટાક પડી છે. અંદર આવે ત્યાં પચાસ નાખોરાં બોલે છે. થયા સહુ ભેળા. સૂતેલા શત્રુઓને માથે તરવારોની પ્રાછટ બોલવા મંડી, પણ દેકારામાં ને દેકારામાં બે જણ જાગી ઉઠયા. ડેલીનું કમાડ ઉઘાડું મૂકાવનાર અને માત્રા વેગડને પાણી છાંટતો અટકાવનાર લોમો તો આંખો ઉઘાડીને આ કતલ જોતાં જ ભાગ્યો. ગઢ ઠેકીને ગયો. પણ ઠેકતાં ઠેકતાં ગઢ ઉપર એની કાછડી પડી રહી. એવી ભુંડાઇનો એ ભાગ્યો. [પાછળથી એણે કોઇને ત્યાં પખાલ હાંકેલી.]

ત્યાં માત્રો વેગડ ઉઠયો. એની માને એકનો એક હતો. પણ માત્રો ભાગે નહિ. બીજા બધાની લોથો ઢળી પડી હતી, તેની વચ્ચે એકલે હાથે પડકારા કરીને માત્રાએ ટક્કર લીધી. પણ ત્યાં તો એને માથે ઝાટકાના મે વરસી ગયા.

**ગઢ ઠેકી લોમો ગીયો, વઢતે બાવલ વીર**
**(પણ) સધર્યું સોડસધીર, મોત તાહાળું માતરા !**

[લોમો તો પોતાના વીર બાવા વાળાના યુદ્ધ વખતે ગઢ ઠેકીને ચાલ્યો ગયો. પણ હે માત્રા વેગડ ! તેં તો તારૂં મોત સુધારી લીધું.]

એમ માત્રાનું મોત સુધારી શ એ અંદર ગયા. બહારથી ભોજા માંગાણીએ પડકારો દીધો કે

"બાવા વાળા ! હવે તો બાયડીની સોડય મેલ્ય. હવે તો ઓઝલ પડદો ઉપાડન !"

"ભોજા, આવું છું. ઉભો રે'જે. ઉતાવળો થાઇશ મા."

ઓરડામાંથી એવો પડકારો આવ્યો. બાવાવાળાએ ભરનીંદરમાં પડેલી પોતાની નવી રાણી આઇ રાઇબાઇને હળવેથી અંગૂઠો ઝાલીને ઉઠાડી. ઝબકો ઉઠેલી કાઠીઆણીએ પોતાના સ્વામીનું રૂદ્ર સ્વરૂપ ભાળ્યું. ભાળીને બોલી,

" શું છે દરબાર ? "

" કાઠીઆણી, તું ભાગી નીકળ ! " એમ કહીને બાવાવાળાએ છેલ્લી વાર રાઇબાઇનું મ્હોં પંપાળ્યું.

"શુ છે ?"

"મારે છેલ્લે કયારે પાણી આવી પહોંચ્યાં, દગો થયો. દુશ્મનો બહાર ઉભા છે."

"તે તમારૂં કહેવું શું છે દરબાર ! હું ભાગી નીકળું એમ ને ?" માર્મિક કટાક્ષે કાઠીઆણી તાકી રહી.

"ના ના, હું તને બદનામુ નથી દેતો, પણ આપણા વંશનો દીવો ન ઓલવાય એ આશાએ કહું છું કે ભલી થઇને તું લુંઘીયા ભેગી થઇ જા !"

"વંશ સાટુ ! કાઠી, વંશ તુંને વા'લો છે, એથી વધુ વા'લું અમીની જાતને કાંઇક હોય છે, ખબર છે ને ?"

ત્યાં તો બહારથી હાકલા થયા, "બાવાવાળા, નીકળ! બા'રો નીકળ! બહુ ભુંડો દેખાછ! હજી એ વાતું ખુટતી નથી?"

"કાઠીઆણી, મારૂં છેલ્લું કહેણ છે હો! અને મેં એકને મારી છે, ભુંડાઇએ મારી છે, તેનું પ્રાયશ્ચિત કરવા દે. મારાં પાપ ધોવા સારૂ ભાગી છુટ—તારો જીવ ઉગારવા સારૂ નહિ."

ડળક! ડળક! આંસુડાં પાડતી કાઠીઆણીની બેય આંખોમાં છેલ્લી પળે બાવાવાળાએ પોતાની પહેલી સ્રીની પ્રતિમા તરવરતી દેખી, બીજી બાજુ બહારથી પડકારા ને મેણાંની ઝડી પડતી સાંભળી. કાઠીઆણીને થંભેલી દીઠી, બાવાવાળાએ દોડીને રાઇબાઇનું કાંડું ઝાલ્યું. ધક્કો દઇને નાહાબારી તરફ કાઢી. બહાર કાઢીને નાહાબારીને પાછી અંદરથી સાંકળ ચડાવી. કાઠીઆણીનાં છેલ્લાં ડુસકાં સાંભળ્યાં. અને પાછો ઓરડે આવી સાદ દીધો,

"હવે આવું છુ હો ભોજા! ઉભો રે'જે!"

બહાર ઉભેલાઓને અંદરથી બખ્તરની સાંકળીઓના ખણુખણાટ સંભાળાણા.

"એ બાવા વાળા!" ભોજે બુમ દીધી, "બાવો વાળો ઉઠીને અટાણે કાપડું શું પહેરી રહ્યો છો? પ્રાણ બહુ વ્હાલા થઇ પડયા તે લોઢાના બખ્તરે બચાવવા છે? તારા નામનો દુહો તો સંભાર!

* બાવો ડગલાં જો, (જો) ભારથમાં પાછાં ભરે,
(તો તો) મલક માથે મે, વાઘાહર વરસે નહિ.

[જો રણસંગ્રામમાં બાવાવાળો પાછા પગલાં ભરે તો તો હે વાઘાના પૌત્ર! દુનિયામાં વરસાદ ન વરસે.]

---

* મુંબાઇથી શ્રીયુત ગજાનન વિ. જોશી આ ઘટના પરત્વે પોતાની નીચે મુજબની માહેતી મોકલે છે, એને પાઠાન્તર તરીકે અત્રે આપવામાં આવે છે:—

"બાવાવાળાની કાઠીઆણીને નાહાબારીએથી વિદાય કરતાં બાવે પોતે પણ, ત્યાંથી નાસી છુટવા તજવીજ કરેલી. પરંતુ ભોજ માંગાણીએ અગાઉથી પેરવી કરીને નાહાબારી આગળ એક ચારણને બેસારેલો, તે એવા

"આ લે ત્યારે આ કાપડું !" એમ બોલીને બાવાવાળાએ કમાડ ઉઘાડ્યું. હાથમાં બખ્તર હતું તેનો છૂટો ઘા કર્યો અને ઈ ઘાયે સામા આદમીનો જાન લીધો. પછી કુહો તરવાર લઈને. ઠેકીને જ્યાં ઘા કરવા જાય છે ત્યાં તો તરવાર ઓસરીની આડીમાં પડી. પડતાંજ બે કટકા થઈ ગયા. હાથમાં ઠુંઠી જ તરવાર રહી. અને બીજું હથીઆર લેવા જાય ત્યાં તો, બોદા સીદીએ એને માથે ઝાટકાના મે વરસાવી ગૂડી નાખ્યો.

"બાવા ભાઈ !" બોજે માંગાણી બાવાની છેલ્લી ઘડીએ બોલ્યો, "અન્યાયને ઈશ્વર નથી સાંખતો હો."

સાંભળીને બાવાવાળાએ આંખો બીડી. અને બાવાની ફુઈ (માત્રાની મા) બહાર નીકળ્યાં.

"ભોજા ! કાળમખા ! હવે તો તેં તારો કાળો કામો કરી લીધો છે. હવે તમે સહુ રસ્તે પડો બાપ !"

"ના ફુઈ, અમે કાઠી છીએ, માત્રાને અને બાવાવાળાને દેન દીધા પહેલાં નહિ જઈએ."

"ખબરદાર, મારા બાવાના શબને કોઈ અડશો માં."

"તો આ લ્યો, આ અમે આઘા બેઠા."

મોણીએથી ચારણોને બોલાવી બાવાવાળાના શરીરને દેન પાડ્યું. મારવા આવનારા પણ મસાણે જઈને આભડ્યા.

એ રીતે અનેક નિર્દયતાનાં કૃત્યો કરીને, પોતાની બીજી સ્ત્રીને બચાવ્યા સિવાયની અન્ય કશી પણ ખાનદાની દાખવ્યા

---

હેતુથી કે બાવાની સ્ત્રીની, અથવા તો બાવાની પોતાની ઈચ્છાથી બાવો નાઠાબારીનો મારગ લ્યે, તો ચારણ એના નામની બીરદાઈનો દુહો લલકારીને એને ઝોંકપ આપીને પાછો ફેરવે: વળી નાઠાબારી આગળ એકથી વધારે માણસ આવી શકે તેમ ન હતું: આ બન્ને બાબતોનો પૂરેપૂરો વિચાર કરીને ભોજ માંગાણીએ ચારણની યોજના કરેલી—પોતાની કાઠીઆણીને વિદાય કરતાં બાવો પણ નાઠાબારીએથી નાસવા તૈયાર થયેલો: પણ ચારણનો દુહો સાંભળીને નાઠાબારી ઉપરથી તુર્ત જ પાછો ફરીને, ખડ બારણેથી ભોજ માંગાણી સામે ધીંગાણામાં ઉતર્યો અને મરાયો."

વગર, છત્રીસ વર્ષની આવરદા ખતમ થઇ ગઇ. એના આશ્રિતોએ માથા પર ફાળીયું ઢાંકીને મરશીયા ગાયા:—

વીસાવદરની વાડીએ ઠાઠ કસારી થાય
વેરાણા બાવળ વન્યા ધરતી ખાવા ધાય.

[વિસાવદરની વાડીઓમાં દાયરા ભરાતા અને કસુંબાના ઠાઠ માઠ જમતા, પરંતુ હવે તો બાવાવાળાની ગેરહાજરીમાં એ બધા આનંદ ઉડી ગયા છે, ધરતી ખાવા ધાયછે.]

મત્યહીણા તેં મારીયો છાનો ભીખલ ચૂક
તૂટું ગરનારનું ટૂંક બારવટીયા તું બાવલો.

[અરે મતિહીન માનવી! તેં છાનામાનાં આવીને બાવાવાળાને માર્યો! એ મરતાં તો જાણે ગિરનારનું એક શિખર તૂટી પડયું હોય એવું દુઃખ થાય છે.]



કેપ્ટન માટે પોતાના હાથનું લખેલું વૃત્તાંત:—

હિન્દુસ્થાન અને અરબસ્તાનના ચાંચીઆ લોકો જે કાઠીઆવાડ અને કચ્છના કિનારા ઉપર ઉપદ્રવ કરતા હતા તેને દાબી દેવા માટે, સે. ખા. ફો. ગાયકવાડ સરકારે દરિયાઇ લશ્કર સ્થાપ્યું હતું, એનું આધિપત્ય ધારણ કરવાને વડોદરાના-રેસીડેન્ટ કેપ્ટન કારનોકની માગણી ઉપરથી મુંબાઇ સરકારે ઇ. સ. ૧૮૧૩માં મને નીમ્યો. અમે કેટલાકને પકડી મારી નાખ્યા, અને ઇ. સ. ૧૮૨૦માં તેઓ એટલા તો નિર્બળ થઇ ગયા કે ગાયકવાડએ આ ખાતું નહિ રાખવાની જરૂર જણાયાથી તેણે કાઢી નાખ્યું, ત્યારે મને એવો હુકમ લખી મોકલ્યો કે "તમારે વેલણ બંદર અથવા દીવ ભૂશિરનું સ્થાનક છોડી જમીન રસ્તે અમરેલી જવું. અને ત્યાં ગાયકવાડના વતી કાઠીઆવાડના સર સુબાને તમારા વ્હાણનો ચાર્જ સોંપવો.

"રસ્તામાં મારા ઉપર એક કાઠી બારવટીયો, નામે બાવોવાળો, તેણે ચાળીસ ઘોડેસવારો સાથે હુમલો કર્યો. મારા ખાસદારને જીવથી માર્યો. મારી પાસે ફક્ત ફુમચી હતી, તેથી હું પોતે સામો થઇ શકયો નહિ. પ્રથમ જ્યારે અમારે ભેટભેટા થયા ત્યારે, બાવાવાળાએ મને કહ્યું કે "મારા કામમાં તમારી સલાહ લેવાની છે." આ બહાનું બતાવીને તેણે મને ઘોડેથી ઉતરાવ્યો. મારાં માણસોને પરાધીન કર્યાં, એટલે મને ઘોડા ઉપર બેસીને તેની ટોળી સાથે જવાની જરૂર પડી. તેઓ મને ગિર નામના મોટા જંગલમાં લઇ ગયા, જ્યાં તેઓએ મને બે માસ અને સત્તર દિવસ એક પહાડની ટોચ પર કેદી કરી રાખ્યો. આ સઘળો સમય બે હથિયારબંધ માણસો મારાં ઉપર નાગી તરવાર લઇને ચોકી રાખતા હતા. દિવસ રાત વરસાદથી ભીંજાયેલી ભેખડમાં હું સૂતો, તેમાં અપવાદ માત્ર બે રાત્રિ હતી. આ બે રાત્રિ અમોએ દોસ્તીવાળા ગામમાં ગુજારી, ત્યાં જવા મને તે ટોળી ફરજ પાડી લઇ ગઇ. આ ફેરામાં પ્રસંગોપાત મને ઘોડા ઉપર સવાર થવા દેતા. પણ હરવખત એક જોરાવર ટોળી મને વીંટી વળતી, તેથી નાસી જવાની કોઇ પણ કોશીશ કરવી એ મારે માટે અશકય હતું.

"એક ગામમાં, કે જે બાવાવાળાને અનુકૂલ હતું, તેમાં સ્રીઓએ મારો પક્ષ ખેંચ્યો, અને મારી સાથે ઘાતકી વર્તણુક ચલાવવા માટે તેને તથા તેનાં માણસોને ઠબકો આપ્યો. પ્રતિકૂળ ગામડા પ્રત્યે તે ટોળાનો એવો રિવાજ હતો કે દરવાજા સુધી ઘોડે બેસીને જવું અને નાનાં બાળકો રમતાં હોય તેનાં માથાં કાપી લેવાં, અને પછી પોતાના એ શાપિત પરાક્રમ માટે હરખાતા ને હસતા ચાલ્યા જવું. દિવસનો ખૂનનો ફેરો કરી પોતાના મુકામ પર આવતા ત્યારે "મેં આટલાને માર્યા" એમ જુવાન કાઠીઓ મગરૂબી કરતા. અને એક દિવસ તો મેં ઘરડા કાઠીઓને તેમને એમ ચોકસીથી સવા કરતા સાંભળ્યા કે,

"શું તમારી ખાત્રી છે કે તમે તમારા ભોગ થયેલાને માર્યા જ છે? એનો જવાબ મળ્યો કે "હા! અમે અમારી બરછીને તેમના શરીર સોંસરવી નીકળેલી જોઇ અને અમને ખાત્રી થઇ છે કે તેઓ મરી ગયા." એક વૃદ્ધ કાઠીએ ટીકા કરી કે "ભાઇ! બીજા કોઇ પ્રાણી કરતાં માણસને જીવથી મારવું વધારે વિકટ છે. જ્યાં સુધી રસ્તાની એક બાજુએ ધડ અને બીજી બાજુએ માથું ન જુવો, ત્યાં સુધી એ મરી ગયો એમ ખાત્રી ન રાખવી."

કેટલીક વખત રાજા બાવાવાળો અફીણની બેભાન હાલતમાં મારી પાસે આવીને બેસતો અને મારા ઉપર પોતાનો જમૈયો ઉગામીને પૂછતો કે "કેટલી વખત આ જમૈયો હુલાવ્યો હોય તો તમારૂં મૃત્યુ નીપજે? હું

જવાબ આપતો કે "હું ધારૂં છું, એકજ ઘાયે મારૂં કામ પતી જાય. માટે હું આશા રાખું છું કે તેમ કરીને તમે મારા આ દુઃખનો અંત આણશો." તે જવાબ આપતો કે "તમે એમ ધારતા હશો કે હું તમને નહિ મારૂં ! પણ માછી જેટલાં માછલાં મારે છે તેટલાં મેં માણસો માર્યાં છે. તમારો અંત આણતાં હું જરા યે વિચાર નહિ કરૂં. પરંતુ તમારી સરકાર મને મારો ગીરાસ પાછો અપાવે છે કે નહિ એ હું જોઉં છું. જો થોડા વખતમાં પાછો અપાવશે તો હું તમને છૂટા કરીશ."

"ટોળી લૂંટ કરવા બહાર નીકળતી ત્યારે દિવસનો ઘણો વખત ઉંઘ્યા કરતી. રાત્રિયે દરેક ઘોડાની સરક તેના સવારના કાંડા સાથે બાંધતા. જ્યારે ઘોડા કંઇક અવાજ સાંભળે ત્યારે તાણખેંચ કરે કે તુર્ત તેઓ ઉભા થઇ જતા. ખોરાકમાં બાજરાનો રોટલો અને મરચાં, ને મળી શકે ત્યારે તેની સાથે દૂધ : મને પણ એ જ ખોરાક આપતા. × × ×

"તેઓમાં બે જુવાન પુરૂષો હતા, કે જે મારે માટે કાંઇક લાગણી બતાવતા. × × મારા છૂટકારા માટે તેઓ પ્રયત્નો કરતા અને મને હિમ્મત આપતા. પ્રસંગોપાત જ્યારે તક મળતી ત્યારે પોતે કેટલાં માણસો માર્યાં તે વિષે, અને જ્યારે પૈસાદાર મુસાફરો માગેલી રકમ આપવાની ના પાડે ત્યારે કયા ઉપાયો પોતે યોજતા, તે વિષે તેઓ મને જાણ કરતા. આ ઉપાય એ હતો કે એ બાપડાં કમનસીબ મનુષ્યોને પગે દોરડાં બાંધી તેઓને ઉંધે માથે ગરેડીએથી કુવામાં ઉતારીને પાણીની સપાટી સુધી ઉતારતા ને ઉપર ખેંચતા. માગેલી રકમ આપવાની કબુલાત ન કરે ત્યાં સુધી આ પ્રમાણે સીંચ્યા કરતા. કબુલ થાય ત્યારે છૂટા કરીને કોઇ આડતીયા ઉપર હુંડી અથવા કાગળ લખાવી લેતા. ને જ્યાં સુધી રકમ પહોંચતી ન થાય ત્યાં સુધી કેદ રાખતા. × × ×

એક તોફાની રાત્રિ મારાથી કદિ નહિ વિસરાય. એ બધા મોટું તાપણું કરીને ફરતા બેઠા હતા. સિંહ અને બીજા હિંસક પશુઓ ગર્જના કરતાં હતાં, છતાં પણ મારૂં શું કરવું, તે વિષે તેઓ ચર્ચા કરતા હતા. હું એ સાંભળી શકતો હતો. માણસો ફરીઆદ કરતાં હતાં. કે "સાહેબને કારણે અમે બબ્બે મહિનાથી જંગલમાં છીએ. બાયડી છોકરાં દાણા વગર ગામડામાં હેરાન હેરાન છે. તેથી અમે હવે રોકાવાના નથી. તેના સરદારે જવાબ દીધો કે "ચાલો એને મારી નાખી બીજે ક્યાંઇક નાસી જઇએ." પણ માણસોએ વાંધો બતાવ્યો કે "અંગ્રેજો લશ્કર મોકલીને અમારા બાલ-બચ્ચાંને કેદ કરે ને દુઃખ આપે." તેથી છેવટ એમ ઠર્યું કે હમણાં તો મને જીવતો રાખવો. છેવટ મારો છૂટકારો પોલીટીકલ એજન્ટ કપ્તાન બેલેન્ટાઇન મારફત આ પ્રમાણે થયો. તેણે નવાબ સાહેબને સમજાવ્યા કે "જો કાઠી-

ઓએ બાવાવાળાનું પરગણું જોર જુલમથી લઇ લીધું છે, તેની પાસેથી તમારી વગ ચલાવીને બાવાવાળાને તેનો ગરાસ પાછો સોંપાવો." બાવાવાળાની ધારેલી મુરાદ બર આવી એટલે એણે મને છોડયો.

"મારી કેદ દરમીઆન મારા ઉપર જે દુઃખો પડયાં તે લગભગ અસહ્ય છે. રોજ સાંજરે હું પ્રાર્થના કરતો કે હે પ્રભુ! મને વળતું સવાર દેખાડીશ નહિ! એક માસ સુધી તો શરદીને લીધે મારાથી બુટ કાઢી શકાયાં નહિ. છેવટ મંદવાડથી નબળો થઇ ગયો ત્યારે જ, બુટ નીકળ્યાં. સખ્ત ટાઢીઓ તાવ આવવા લાગ્યો તેની સાથે પિત્તાશયનો સોજો થઇ આવ્યો. આ સ્થિતિ છતાં ખુલ્લી હવામાં ઉઘાડા પડયા રહેવાનું, તેથી મને સન્નિપાત થઇ આવ્યો. જ્યારે મને છૂટો કરવામાં આવ્યો ત્યારે પગથી માથા સુધી ઉધઇ ચોંટેલી, તેવી સ્થિતિમાં રાત્રિયે ખેતરમાં રઝળતો પડેલો હું હાથ લાગ્યો. × × × ×"

આ ઉદ્ગારોના ઉત્તરમાં મી. સી. એ. કીનકેઇડ આઇ. સી. એસ. પોતાના "ધ આઉટલૉઝ ઑફ કાઠીઆવાડ" નામના પુસ્તકમાં લખે છે કેઃ-"અલબત, આપણે બધા પણ જો એવી કેદમાં પડયા હોત, તો આપણે ગ્રેટન ગ્રાંટ કરતાં પણ વધુ સખ્ત ભાષા વાપરત. તેમ છતાં બાવાવાળાના પક્ષમાં પણ થોડું કહી શકાય તેવું છે. બેશક બારવટાંમાં નાનાં બચ્ચાંની ગરદનો કાપવાની પ્રથાનો બચાવ કરવાનું તો મુશ્કેલ છે, છતાં લડાઇની માફક બારવટું પણ સુંવાળે હાથે તો નથી જ થઇ શકતું. કદાચ દુશ્મનોનાં ગામડાંવાળાઓએ પોલિસને બાતમી પહોંચાડી હશે, તે કારણસર બારવટીયાઓએ તેઓને પાઠ શીખવવાનું ઇચ્છેલ હશે. પણ સપડાઇ જવાની બ્હીકે ગઢમાં તો પેસી ન શકાય, તેથી તેઓ પાદરમાં જે એક બે છોકરાં દીઠાં તેઓને મારી નાખીને ચાલ્યા જતા હશે. બેશક મુકામ પર જઇને તેઓ પોતાનાં પરાક્રમોની બડી બડી વાતો તો કરતા હશે જ. તે સિવાય ગ્રેટન ગ્રાંટના સંબંધમાં તો બાવોવાગો મુંઝવણમાં જ હતો. હેમીલકારે પોતાના પુત્ર હેનીબાલ ઉપર જેવી ફરજ નાખી હતી, તેવી જ પવિત્ર ફરજ બાવાવાળાના પિતાએ પણ તેના ઉપર નાખેલી. ને ગ્રાંટને કેદી રાખ્યા સિવાય એ ફરજ કદિ પણ અદા થઇ શકે તેમ નહોતું. યુરોપી લોકોનો પોતે અજાણ્યુ હોવાથી તે નહોતો સમજી શકયો કે પોતે અને પોતાના સાથીઓ જે સંકટો બેપરવાઇથી ભોગવતા હતા, તેજ સંકટો અંગ્રેજને માટે તો અસહ્ય જ હતાં. ને જ્યારે એને એ સમજ પડી, ત્યારે એને આ કેદી ઉપદ્રવ રૂપ જ લાગ્યો. એની બિમારી આ ટોળીને નાસભાગ કરવામાં વિઘ્ન નાખતી, અને ભળતાં ગામડાંની કાઠીઆણીઓના ઠપકા ખવરાવતી."

# વાલો નામોરી



તારા જે નામોરી તણા
કુંઠા ઘા થીયા
ઈ પાછા પોઢે ના
વિનતા સેળા વાળીયા

[ હે નામોરીના પુત્ર વાલા ! તારા કુંઠા હાથની ગોળીઓના ઘા જેના ઉપર થાય, એ લોકો ફરી વાર પોતાની સ્ત્રીઓ સાથે પોઢવાનું સુખ પામી શકતા નથી. મતલબ કે તારા ભડાકા અફર જ હોય છે. ]



કચ્છ દેશના દેપલા ગામને ચોરે અસલ થળના ઉંટીઆની કતાર ઉભી છે. ઘઉંલા વાનનો, મધ્યમ કદનો અને એક હાથે કુંહો બારવટીયો બીજા હાથમાં સળગતી જામગરીએ બંદૂક હીલોળતો ચોકમાં ટેલી રહ્યો છે. પંખીડું પણ જાણે કે ઝાડવાં ઉપરથી ઉડતું નથી. એ કુંહો આદમી પોતે જ બારવટીયો વાલો નામોરી. સાવઝ જેવું ગળું ગજાવીને બારવટીયાએ હાક દીધી.

"બેલીડાઓ ! લૂંટવાની વાત તો પછી, પ્રથમ પહેલો એ કમજાત સંધીને હાજર કરો, કે જે આપણા દોસ્તની ઓરતને બગાડી લાગ્યો છે."

બારવટીયાઓ નાકે નાકે ઓડા બાંધીને ઉભા રહી ગયા છે. ગામમાંથી કુતરૂં પણ બહાર જઇ શકે તેમ નથી. જે લંપટ સંધીને સજા દેવા વાલો આવ્યો હતો તે ગામમાં જ હાજર છે. જેની ઓરતને એ સંધી ઉઠાવી લાવ્યો હતો તે ભાઇબંધ પણ વાલા નામોરીની સાથે પોતાનું વેર લેવા આવ્યો છે. પલક વારમાં તો એ ચોરને બાવડે બાંધીને બંદૂકદાર બારવટીયાઓએ હાજર કર્યો. પારકી બાયડીના ચોરને જોતાં જ વાલાએ બંદૂકનો ઘોડો ચડાવ્યો. ત્યાં તો સંધી આવીને "એ વાલા ! બાપ વાલા ! તારી ગા' છું !" એમ બોલતો વાલાના પગમાં ઢળી પડયો. તુર્ત જ વાલાએ બંદૂકનો ઘોડો ઉતારી નાખ્યો.

"વાલા ભા ! એ નાપાકને માથે તને રહેમ આવી ગઇ ?" એમ બોલતો એ ઓરતનો ધણી તલવાર ખેંચીને પોતાના વેરીનું ગળું વાઢવા ધસ્યો.

આડા હાથ દઇને વાલો બોલ્યો "બેલી, હવે કાંઇ એને મરાય ? ગા'ની ગરદન કપાય કદિ ? રે'વા દે."

એમ કહીને વાલાએ સંધીને પૂછ્યું "એલા સંધીડા, તું ગા' થાછ કે ?"

"સાત વાર તારી ગા'."

"તો ભાં કર."

"ભાં ! ભાં ! ભાં !" એમ ત્રણ વખત સંધીએ ગાયની માફક ભાંભરડા દીધા. એટલે વાલો બોલ્યો,

"જો ભાઇ, બચાડો ગા' બનીને ભાંભરડા દીયે છે. હવે તારી તરવાર હાલશે ?"

"બસ, હવે મારૂં વેર વળી ગયું."

સંધીને છૂટો કર્યો.

"વાલા ભા !" એના બંદૂકદાર સાથીઓ ગામમાંથી આવીને જાહેર કર્યું. "ધરેધર ફરી વળ્યા."

"પછી ?"

"ઝાઝો માલ તો ન જડ્યો."

"એમ કેમ ?"

"આજ મોળાકતનો તહેવાર છે. વસ્તીની બાઇયું ઘરમાં જેટલાં હોય એટલાં લુગડાં ઘરેણાં અંગ ઉપર ઠાંસીને રમવા નીકળી ગઇ છે."

"ઠીક, હાલો બેલી !" એવો ટુંકો, ન સમજાય તેવો જવાબ આપીને બારવટીયો બંદુકને ખંભે તોળી મોખરે ચાલ્યો. પાછળ બધા સાથીઓએ પગલાં માંડયાં. ઝાંપા બહાર નીકળતાં જ વડલા નીચેથી બસો સ્ત્રીઓનાં ઝાંઝરના રૂમઝુમાટ, તાળીઓના અવાજ અને સૂર સંભળાણા કે

મણીઆરડા રે હો ગોરલના સાયબા રે,
મીઠુડી બોલીવાળો મણીઆર
નીમાણાં નેણાં વાળો મણીઆર
લમ્મરીયા ભાલાવાળો મણીઆર.

સહુની આંખો એ દિશામાં મંડાઇ, પણ મુખી બારવટીયો તો જાણે ઉજ્જડ વગડામાં ચાલ્યો જતો હોય એવી બેપરવાઇથી ડગલાં ભર્યે જાય છે.

"વાલા ભા ! આ બાજુએ." સાથીએ સાદ કર્યો.

"શું છે ત્યાં બેલી ?" વાલાએ ગરવે મ્હોંયે પૂછ્યું.

"આંહી બાઇયું રાસડા રમે છે. હાલો આકડે મધ તૈયાર છે. ટપકાવી લઇએ."

"બેલી જૂમલા !" વાલે આંખ રાતી કરીને કહ્યું, "ઓરતુંનાં ડીલ માથે આપણો હાથ પડે તો બારવટાનો વાવટો સળગી જાય."

"પણ ત્યારે કાઠીઆવાડથી ઠેઠ કચ્છ સુધીનો આંટો અફળ જાય ?"

"સાત વખત અફળ. વાલો બે બાપનો ન્હોય, જૂમલા."

વાલાના પ્રતાપમાં અંજાયેલાં માણસો મુંગે મ્હોંયે એની પાછળ, મનમાં ને મનમાં એની તારીફ કરતાં કરતાં, ચાલતાં થયાં. વસ્તીમાંથી નીકળીને જેમ સાંઢીઆ રણની રેતીમાં વેગ કરવા લાગ્યા, તેમ તો બંદૂકની ગોળીઓ સમી અસલ થળની સાંઢયો ઉપર ભુજની ફોજને સૂસવાટા કરતી આવતી ભાળી. ભગાય એવું તો રહ્યું નથી. ઓથ લેવાનું એક પણ ઝાડવું નથી. રેતી ધખધખે છે. ચારે બાજુ ઝાંઝવાં બળી રહ્યાં છે. સાથીઓએ અકળાઇને બૂમ પાડી,

"વાલા! હવે શું ઇલાજ કરશું? ગોળીઓના મે' વરસતા આવે છે."

"ઉંટ ઝુકાવો અને ચોફરતા ઉંટ બેસાડી, ઉંટના પગ બાંધી દઇ, વચ્ચે બેસી જાઓ, બેલીડા! જીવતાં જાનવરનો ગઢ કરી નાખો."

સબોસબ સાંઢીયા કુંડાળે ઝોકારવામાં આવ્યા, અને વચ્ચે બારવટીયાનું જૂથ સાંઢીઆનાં શરીરોની ઓથે લપાઇ બંદુકોમાં દારૂગોળી ધરબવા મંડયું.

"મને ભરી ભરીને દેતા જાવ ભાઇઓ!" એમ કહીને વાલે અકેકેક બંદૂક ઉપાડી ઉપાડી, પોતાના ઠુંઠા હાથ ઉપર બંદૂકની નાળ ટેકવી, ઝીણી આંખે નિશાન લઇ જુદ્ધ આદર્યું. આંહીથી ગોળી છૂટે તે સામી ફોજનાં માણસોમાંથી અકેકને ઠાર કરતી જાય છે અને સામેથી આવતી ગોળીઓ સાંઢીયાના શરીરમાં જ રોકાઇ રહે છે. એવી સનસનાટી અને ગોળીઓની વૃષ્ટિ સાંજ સુધી ચાલુ રહી. દિવસ આથમ્યો અને અંધારૂં ઉતર્યું એટલે બારવટીયા ઉંટને રણમાં મેલીને નાસી છૂટયા.

(૨)

હરિપર અને ગોલાબાના અગરની વચ્ચે એક જગ્યા છે. બે બાજુએ પાણી ચાલ્યાં જાય છે, ને વચ્ચે એક ખાડો છે.

ઉપલા ભાંગીને બારવટીયા આ ખાડામાં આવી આરામ લે છે. પ્રભાતને પહોરે દાયરો ભરીને વાલો બેઠો છે, તેવે એક સાથીએ ગરૂડના જેવી તીણી નજર લંબાવીને કહ્યું "કોઈક આદમી ઘોડે ચડીને આવે છે ભા!"

"આવવા દીયો."

અસવાર નજીક આવ્યો એટલે ઓળખાયો.

"અરે વાલા ભા! આ તો તારા બનેવી કેસર જામની બાયડીને ઘરમાં બેસાડનારો નાપાક ડુંગર મોવર!"

"હેં! સાચેસાચ ડુંગર મોવર?" એટલું બોલીને કટ! કટ! કટ! સહુએ બંદુકોના ઘોડા ચડાવ્યા, ધડ! ધડ! ધડ! એક, બે, ત્રણ, એમ સાત ગોળીઓ છુટી. પણ સાતમાંથી એક પણ ગોળી શત્રુને ન આંટી શકી. એટલે વાલાએ ઉંચો હાથ કરીને બૂમ પાડી :-

"બસ કરો ભાઈ, હવે આઠમો ભડાકો ન હોય. એની બાજરી હજી બાકી છે."

તુર્ત વાલો ઉઠયો. શત્રની સામે જઈને હાથ મિલાવ્યા. હાથ ઝાલીને ઘોડી પરથી નીચે ઉતાર્યો. પીઠ થાબડીને કહ્યું કે "આવ ડાડા! આવ. તારી બાજરી હજી બાકી રહી છે. ખુદાની ઉપરવટ અમારે નથી થાવું."

એમ બોલીને ડુંગરને દાયરામાં બેસાર્યો.

સાત બંદુકોના ભડાકા સવારને ટાઢે પહોરે રણમાંથી માળીયા ગામમાં સંભળાયા. અને તુર્ત જ માળીયેથી વાર ચડી. વાર ચાલી જાય છે, તે વખતે માર્ગને કાંઠે ખેતરમાં ઉકરડા નામનો એક બુઢ્ઢો મીંયાણો અને તેનો આઠ દસ વરસનો દીકરો દેસળ સાંતી હાંકે છે. વારના મુખીએ પૂછ્યું,

"એલા કેની કોર ભડાકા થયા?"

નાનો છોકરો દેસળ દિશા બતાવી દેવાની તૈયારીમાં હતો. ત્યાં એના બુઢ્ઢા બાપે જવાબ દઈ દીધો કે "ડાડા, અમે ભડાકા

તો સાંભળ્યા, પણ આ સાંતીનો અવાજ થાય છે તેમાં દશ્યનું ધ્યાન નથી રહ્યું."

તેજ વખતે ખંભે દૂધની કાવડ લઇને એક ભરવાડ હાલ્યો આવે છે. વારે પૂછ્યું કે "એલા ગોકળી, બંદૂકના અવાજ કઇ દશ્યે થયા?"

"બાપુ, આ દશ્યે." એમ કહીને ગોવાળે આંગળી ચીંધી. વારને તો એટલું જ જોતું હતું. તૂર્ત બંદૂકના કુંદા ઉગામી સિપાહીઓએ હાકલ કરી કે,

"ચાલ્ય સાળા સાથે. મોઢા આગળ થઇ જા. દશ્ય બતાવ."

ગોવાળે ફીણાળાં દૂધની તાંબડીવાળી કાવડ નીચે મેલીને પેલા બેકુ બાપ દીકરાને કહ્યું "લ્યો ભાઇ, આ દૂધ શીરાવજો. તમારા તકદીરનું છે!"

બારવટીયા તો પ્રભાતને પહોરે કંઇ ધાસ્તી વગર ખાડામાં બેઠા છે, ત્યાં તો માળીયાની વાર અચાનક કાંઠે જઇને ઉભી રહી. બંદૂકદાર પોલિસનો ગટાટોપ બંધાઇ ગયેલો ભાળતાં જ, વાલે બંદૂકનો ઘોડો ચડાવી ગીસ્તના સરદારની છાતી સામે જ નાળ્ય નોંધી. નોંધતાંની વાર તો જમાદાર હાથ જોડીને પોકારી ઉઠ્યો "એ વાલા! તેરેકું બડા પીરકા સોગંદ!"

"ખબરદાર ભાઇઓ! હવે ઘા ન થાય." એમ કહીને વાલાએ બંદૂક હેઠી મેલી વારવાળાને સંદેશો દીધો કે

"ભાઇઓ, માળીયામાં અમારા દુશ્મન હોય એને તરવાર બાંધીને આવવાનું કહેજો. અને હેતુ મિત્રુ હોય તેને કહેજો કે અમને દફનાવવા આવે. અમારે આજ આંહી જ મરવું છે."

વાલાની મારી પામીને વાર પાછી આવી. થાણદારને વાત જાહેર થઇ. થાણદાર જાતનો ભાટી હતો. ભેટમાં છુરી બાંધતો. મીયાણા જેવાં હથીઆર રાખતો, મીયાણાનો પોશાક પહેરતો, અને પોતાના અડદલી સિપાઇ મેત્રા કદીયાને રોજ મૂછોના

આંકડા ચડાવીને પૂછતો કે "જો મેઘા, હું મીયાણા જેવો લાગું છું કે નહિ ?"

મેઘો બિચારો નોકર હોવાથી ડોકું ધુણાવતો કે "હા સાહેબ, સાચી વાત. અસલ મીયાણા લાગો છો હો ! સામી કોઇ નજર ન માંડી શકે !"

દરરોજ મીયાણાનો વેશ કાઢનાર આ થાણદાર તે દિવસ સવારે માળીયાના મીયાણાની હાજરી લઇ રહ્યો છે, ખોંખારા ખાઇને ધમકીઓ આપી રહ્યો છે, તે વખતે આમર મૂરૂ નામના મીયાણાએ વાત કાઢી કે

"સાહેબ, અમને તો પાસ પરવાના આપી આપીને દિવસ રાત હાજરી લઇ હેરાન કરો છો, પણ ઓલો વાલીયો ડુંઠો તો પાસ વગરનો જ રણમાં બેઠો છે, એને એક વાર પાસમાં નોંધાવો ને ! એને સજા કરો ને ! હાલો દેખાડું. આ બેઠા માળીયાના થડમાં જ."

"બોલ મા, તારૂં સારૂં થાય ! આમરીયા બોલમા, મને બિમારી છે."

વાલીયાનું નામ સાંભળતાં જ એ મીયાણા વેશધારી સાહેબને બિમારી થઇ આવી હતી.

૩

જામનગરનો પોલિસ ઉપરી ઓકોનર સાહેબ કરીને એક ગોરો હતો. ઓકોનર પોતાની ટુકડી લઇને વાલાની ગંધે ગંધે ભમે છે. એક દિવસ એની છાવણી આમરણની નજીકમાં પડી છે. દિવસનું ટાણું છે. એવે એક ભરવાડ હાથમાં પગરખાં લઇને શ્વાસભર્યો દોડ્યો આવ્યો અને સાહેબને જાહેર કર્યું કે "સાહેબ, ચાલો બારવટીયા બતાવું."

"જાવ સાલા ! નહિ આવેગા."

" અરે સાહેબ, પણ બારવટીયા સપડાઇ ગયા છે. તમારે જરાય જોખમ નથી."

ક્યા હે ! "

"સાહેબ, આમરણ બેલાના મોહારમાં સડી જગ્યા જાણીને બારવટીયા ચાલ્યા ગયા, અને વાંસેથી ભરતીનું પાણી ખાડીમાં ફરી વળ્યું, એટલે અટાણે બારવટીયા એક ટેકરી માથે ઉભા થઇ રહ્યા છે, ને ચારે દશે જળબંબાકાર છે. ભાગવાની બારી નથી રહી. પાંચ ભડાકે બધા પરોવાઇ જાય તેવું છે. માટે ચાલો."

" જાવ, હમ નહિ આવેગા. "

" અરે ફટય છે તારી ગોરી ચામડીને, માળા કોઢીયા ! "

એટલું કહીને ભરવાડ ઉપડયો, આવ્યો આમરણ દરબારની પાસે. આમરણ દરબાર તુર્તજ વારે ચડયા. લપાતા લપાતા બરાબર બારવટીયાની પાછળ જઇને બે જુવાન પઠાણોએ વાલાને માથે ગોળી છોડી. બેહોશ થઇને વાલો પડી ગયો. વાલાના સાથી વાગડવાળા જુમા ગંડે જાણ્યું કે વાલો મરી ગયો.

"વાઢી લ્યો વાલાનું માથું." જુમે હુકમ કર્યો.

"ના, એ નહિ બને, કદાચ મારો ભાઇ હજુ જીવતો હોય. " એમ બોલીને વાલાનો ભાઇ પરબત મોવર આડો પડયો.

ત્યાં તો બેશુદ્ધિમાંથી વાલો બેઠો થયો. પોતાના ઉપર ગોળી છોડનાર બે જુવાન પઠાણોને પોતે ખોપરી ઉપર ગોળી લગાવીને માથાં ફાડી નાખ્યાં. સાંજ સુધી ધીંગાણું કરીને વાર વહી ગઇ. એટલે પછી વાલાએ જુમા ગંડને કહ્યું,

" જુમલા, તારે મારૂં માથું વાઢવું'તું, ખરૂં ને ? હવે તારે ને મારે અંજળ ખુટી ગયાં, માટે ચાલ્યો જા બેલી."

જુમો ગંડ ત્યાંથી જુદો પડયો.

એ ધીંગાણામાં વાલાને પણ ખંભા ઉપર પઠાણની ગોળી વાગી, અને બારવટીયા નાસી છૂટયા. પોતાના આશરાના સ્થાનમાં જઇને વાલાએ સાથીને કહ્યું,

"બેલી, કોઈ છૂરી લાવજો તો."

છૂરી લઈને વાલાએ પોતાને જ હાથે, પોતાને ગોળી વાગી હતી તે જગ્યાની અંદરના માંસમાંથી ભાંગેલાં હાડકાંની કરચે કરચ બહાર કાઢી નાખી. માણસો જોઈ રહ્યાં કે માંસની અંદર પડેલા છિદ્રમાં અરધી છૂરી ચાલી જાય છે, છતાં વાલો નથી તુંકારો કરતો, કે નથી એ પોતાનો હાથ પાછો ચોરતો.

એક મહિના સુધી વાલો પડ્યે રહ્યો.

૪

વૈશાખ મહિનાને એક દિવસે બાર હથીઆરબંધ સિપાઈની ચોકી સાથે ત્રણ ચાર ગાડાં ચાલ્યાં જતાં હતાં. અને ગાડાંની અંદર દફતરો ભર્યાં હતાં. સાથે એક સીરેસ્તદાર બેઠો હતો. જામનગરને ગામડે ગામડેથી રસ્તામાં સિપાઈની ટુકડી ગોવાળોના ઘેટા, કણબીઓનાં દૂધ અને લુવાણાઓની દુકાનનાં લોટ, દાળ, ઘી બંદૂકના કુંદા મારી મારીને ઉપરાવતી જતી હતી. ત્યાં તો જામનગરની જ સરહદમાં બારવટીયાનો ભેટો થયો. વાલાએ પડકારો કર્યો કે,

"ખબરદાર, ગાડાં થોભાવો."

સિપાઈઓ બંદૂક ઉપાડવા જાય ત્યાં તો બારવટીયાની નાળો એકેએક સિપાઈની છાતીને અડી ચૂકી. સિપાઈઓ હેબત ખાઈ ગયા. વાલે હાકલ કરી,

"જો જરીકે હલ્યા ચલ્યા છો ને, તો હમણાં બાઈડી-છોકરાંને રઝળાવી દઈશ. બોલો, ગાડામાં શું ભર્યું છે?"

"સાહેબનું દફતર."

"કયો સાહેબ?"

"નગરના પોલિસ ઉપરી ઓકોનર સાહેબ."

"ઓહો! ઓકોનર સાહેબ! અમને ભેટવા સારૂ ભાયડો થઈને પડકારા કરે છે એજ ઓકોનર કે? અમારી ખાતરી

લેવા ગરીબોને સતાવે છે એ કે ? બોલીડાઓ ! ઓકોનરનાં દફતરને દીવાસળી મેલીને સળગાવી મેલો. "

થોડી વારમાં તો કાગળીયાંનો મોટો ભડકો થયો. દફતર બળીને ખાખ થઇ ગયાં.

" કયાં છે તમારો ઓકોનર સાહેબ ? "

" બાલાચડી. "

" બાલાચડીમાં હવા ખાતો હશે ! કહેજો એને કે તમને વાલે રામ રામ કહેવરાવ્યા છે. અને એક વાર મળવાની ઉમેદ છે. અને આ સીરેસ્તદારનું નાક કાપી લ્યો ભાઇ. "

" એ ભાઇસાબ ! હું બ્રાહ્મણ છું. તમારી ગૌ છું. મારો જન્મારો બગાડશો મા. " બચવા માટે સીરેસ્તદાર ખોટે ખોટો બ્રાહ્મણ બની ગયો.

" ઠીક બેલી, છોડી મેલો એને. "

૫

## મામદ જામ

મચ્છુ નદી ખળખળ ખળખળ ચાલી જાય છે. એને કાંઠે બે પડછંદ જુવાનો બેઠા છે. બન્નેની આંખમાં ખુન્નસ, શરમ અને નિરાશા તરવરે છે.

" સાચેસાચ શું ફીટઝરાલ્ડ સાહેબ, અલાણા ? " એક જણાએ અંતરની વેદના સાથે પૂછયું.

" હા ભાઇ મામદ જામ, ફીટઝરાલ્ડ સાહેબની સાથે જ તારી ઓરતને મહોબ્બત છે. "

"જોરો ઉઠીને, કાઠીઆવાડનો પોલીટીકલ ઉઠીને મીયાણાની બાયડી માથે નજર કરે ? ભોરીંગને માથેથી પારસમણિ ઉપાડે ?"

" તું નામર્દ છો. તારાથી શું થાવાનું હતું ? "

" અલાણા ! કલેજું ઉકળે છે–તેલની કડા જેવું. અરરર ! ઓરત્ત બદલી, પછી કયાં જઇ માથું નાંખવું ? "

"અને બીજી કોરથી આ નવી મા સોઢી: આપણને જીવાઈ ન દીયે, ને આપણે ભૂખે મરવું!"

કાળભર્યો મામદ જામ પોતાને ઘેર ગયો. પા શેર અફીણ ઘુંટયું. તાંસળી ભરીને પોતાની ઓરત સામે ધરી દીધું.

"અરે મીયાડા!" બાઈ મ્હોં મલકાવતી બોલી, "ઠેકડી કાં કર?"

"ઓરત! આ શરીરે તો હવે તું સાહેબની પથારીનું સુખ ભોગવી રહી. ખુદા પાસે જઈને મઢમનો અવતાર માગજે. લે ઝટ કર."

"અરે ખાવંદ! તું આ શું બોલે છે? ચંદણને માથે કુવાડો ન્હોય." એટલું બોલી સ્ત્રી સોળ કળાની હતી તે એક કળાની થઈ ગઈ.

"લે વગદ્યાં મ કર. પી જા."

"ઠીક ત્યારે અલ્લાબેલી!"

એટલું બોલીને જુવાન બાઈ અફીણની તાંસળી ગટગટાવી ગઈ, ઉપર એક શેર મીઠું તેલ પીધું. સોડય તાણીને સૂઈ ગઈ.

મામદ જામ ઉઠીને બહાર ગયો. અલાણો બેઠો હતો તેની સાથે વાતો કરવા લાગ્યો:

"શું કરવું અલાણા? બેય કાળી નાગણીયું, પણ બેય ઓરતો. એને માથે ઘા હોય?"

"મામદ જામ! હણનારને તો હણીએ જ. આ નીકળી સોઢી મા. દેને એના ડેબામાં."

મામદ જામે નવી મા સોઢીને નીકળતી ભાળી. પણ એનો હાથ થથર્યો, એટલે તુર્ત જ મામદ જામની ભરેલી બંદૂક તૈયાર પડી હતી તે ઉપાડીને અલાણાએ જામગ્રી દાગી. ગોળી છૂટી. સોઢી મીયાણી ચાલી જાતી હતી તેની છાતીની આરપાર નીકળી ગઈ.

મરતાં મરતાં સોઢીએ જુબાની આપી કે મને મામદ જામે મારી છે. બંદૂક પણ મામદ જામની ઠરી. બન્નેને કેદ પકડયા.

અલાણો સાક્ષી આપે છે કે "સાહેબ, સોઢીને મેં મારી છે. મામદ જામ નિર્દોષ છે."

મામદ જામ તકરાર કરે છે કે "ના મહેરબાન, મેં મારી છે. જુઓને આ બંદૂક પણ મારી છે. અલાણો ખોટો છે."

કચેરીમાં મુન્સફને તાજુબી થઇ ગઇ કે આ બેય જુવાનો એક બીજાનાં ખુન પોતાને માથે ઓઢી લેવાની કેવી છાતી બતાવે છે!

મામદ જામ ઉપર બીજું તહોમત ઓરતના ખુનનું મૂકાયું.

અલાણાને સાત વર્ષની સજા મળી, અને મામદ જામને કાળા પાણીનો ફેંસલો મળ્યો.

૪

અમદાવાદથી ઉપડેલી રાતની ગાડી, અધરાત ગળતી હતી તે વખતે, સુસવાટા મારતી અને વગડામાં પાવા વગાડતી પૂરા વેગમાં ચાલી જાય છે. એના એક ડબામાં ત્રીસ હથીઆરધારી સિપાહીઓ અને એક જમાદારની ચોકી નીચે સાત કાળા પાણીની સજાવાળા બારવટીયાઓ એક બીજાનાં મ્હોં સામે જોઇને બેઠા છે. એક જોરાવર મામદ જામ છે, અને છ ધનાળાના મીયાણા છે.

મહીસાગરના પૂલ માથે આવીને ગાડી ધીરી પડી. ચોકીદાર સિપાહીઓમાંથી થોડા જણ જરા ઝોલે ગયા. બારવટીયાએ એક બીજા સામે આંખોની ઇશારત કરી. હાથમાં બેડી, પગમાં બેડી, હલવું ચલવું સ્હેલું નથી, છતાં સહુ એક સામટા કુદ્યા. હાથની બેડીઓ ચોકીવાળાની ખોપરીમાં ઝીંકી, હથીઆર ઝુંટવી, બે ત્રણને ઠાર કરી, મહીસાગરમાં પરબારી છલંગો મારી. પોલિસો હાંફળા ફાંફળા બની કાંઇ જોઇ શક્યા નહિ કે આ શું થયું.

રીડીયા પાડવાની પણ હામ ન રહી. ત્યાં તો ગાડીએ ઘણો પંથ કાપી નાખ્યો.

હાથમાં પોલિસોનાં હથીઆર સોતા, અને પગમાં બેડીઓ છે છતાં, બારવટીયા મહીસાગરનાં ગાંસજાળ પાણીને આ ધારામાં વીંધવા લાગ્યા. ચુપચાપ માછલાંની માફક તરતા તરતા સામે કિનારે પહોંચ્યા. ૭ જણાએ પોતાના પગ પત્થર પર રાખી, હાથ વડે પત્થર મારીને પોતાની બેડીઓ તોડી નાંખી. પણ મામદ જામનો પગ સોઝી ગયો હતો. એની બેડી ચપોચપ થઇ જવાથી ન તુટી. તેમ જ બેડી તૂટયા સિવાય એનાથી ચલાય તેવું પણ ન રહ્યું. એણે છયે સાથીઓને કહ્યું,

"બેલીઓ, તમે ભાગવા મંડો. હમણાં વારૂં છૂટી જાણજો."

"તમને છોડીને તો અમો નહિ જાઈં, મામદ જામ."

"તમે હુજ્જત કરો મા ભાઇ! હું જીવીશ તો નક્કી આવીશ. પણ તમે બધા નાહકના શીદ ભીંત હેઠળ ચગદાઇ મરો છો!"

છયે જણા રોઇ પડયા. નહોતા જતા. મામદ જામે ખાકરા કસમ આપી રવાના કર્યાં અને પોતે પાછો મહીસાગરમાં પડયો.

ઉભે કાંઠે તરતો તરતો, કાંઠાને ઝાલી ઝાલી ત્રણ ચાર ગાઉ આઘે નીકળી ગયો.

બહાર આવીને એક પત્થર લીધો. પોતાની પાસે પોલિસ જમાદારની ઝુંટાવેલી કીરીચ હતી તેના બે કટકા કર્યાં. એક કટકાથી બીજા કટકાની ધાર ઉપર કરવત જેવા આંકા કર્યા.

એવી રીતના કરવત વતી પોતાની બેડી ઘસી ઘસીને કાપી. હવે એના પગ મોકળા થયા.

ભાગ્યો. એક જ દિવસમાં આઠ ગાઉની મઝલ કરી! માર-વાડની સીમમાં ભાગ્યો જાય છે. વેશ તો કેદીનો જ છે.

મારવાડના જાટ લોકો ઢોર ચારે છે. એણે આ ભાગતા જુવાનને ભાળ્યો. "એલા, કો'ક કેદી ભાગે!"

મામદ જામને પકડી લઇ મુખીને સોંપ્યો. મુખીએ દયા બતાવી. ખરચી માટે રૂપીઆ દીધા. કહ્યું કે "માંડ ભાગવા."

વડોદરાના થડમાં નવું પરૂં ગામ છેઃ ત્યાં મામદ જામ આવ્યો. અમદાવાદની જેલમાં ઉમરખાન નામનો નાયક પોતાનો ભાઇબંધ હતો, એની બ્હેનને ઘેર ગયો.

રોટલો ખાય છે ત્યાં ઉમરખાનનો બનેવી આવી પહોંચ્યો. ઓળખ્યો. ઘોડાની સરકથી મામદ જામને જકડયો. લઇને હાલ્યો વડોદરે સોંપવા.

માર્ગે ઉમરખાં મળ્યો. સાળો બનેવી લડયા. ઉમરખાંએ બનેવીને ઠાર કર્યો. "મામદ જામ! આ લે આ તમંચો, આ ઘોડો ને આ રૂપીઆ પાંચ. ભાગી છૂટ. તારા તકદીરમાં હોય તે ખરૂં. પણ અટાણે તો તને અલ્લાએ ઉગાર્યો છે."

"ઉમરખાં! થોડીક ભાઇબંધી સાટુ થઇને સગી બ્હેનનો ચૂડો ભાંગ્યો! ધન્ય છે તને ભાઇ!" એટલું કહીને મામદ જામ ચાલ્યો. ઘોડો વડોદરાની ગુજરીમાં વેચ્યો. ગાડીમાં બેસીને વઢવાણ ઉતર્યો. અમરસંગ દરબારના વાવડી ગામે આવ્યો. ને હવે તો પોતે સાંઇને વેશે છે.

દરબાર ઘેરે નહિ. ડેલીએ સિપાઇ બેસે છે એણે ઓળખ્યો. સિપાઇએ ગઢની ગોલીને રાખેલી. તેના કાનમાં જઇને કહ્યું, "ઉના રોટલા અને શાક કર. પણ ધીરે ધીરે હો. ઉતાવળ કરીશ માં."

"કાં?"

"કાં શું? જેના માથે સાટે રૂા. ત્રણ હજારનું ઇનામ નીકળ્યું છે, એ હાથમાં આવ્યો છે. આજ આપણું બેયનું દાળદર ભુક્કા!

'ઠીક. ફીકર નહિ."

"સાંઇ મૌલા! બેસજો હો, રોટલા થાય છે."

એટલું કહીને સિપાઇ થાણામાં ગયો. અને પાછળથી એની રખાત ગોલી ડેલીએ આવી. હોઠ ફફડાવીને બોલી,

"સાંઇ મોલા ! ભાગવા માંડજો હો. તમે ઓળખાઇ ગયા છો. અને પીટયો મારો ચાંર ફોજદાર પાસે પહોંચી પણ ગયો છે. તમારા માથાનું મૂલ શું છે જાણો છો ?"

"ના."

"રૂા. ત્રણ હજાર."

"છતાં તું મને ભગાડછ ? તું કેવી છો ?"

"હું ગોલી છું."

"ગોલી ! !"

"હા ગોલી ! પણ હવે વધુ બોલવાની વેળા નથી હો !"

બારવટીયો ભાગ્યો. વાંધરવા ગામે આવ્યો. વાલા નામોરીના વાવડ મેળવ્યા. એનું ઠામ ઠેકાણું જાણી લીધું.

"લાવો મારાં હથીઆર."

બારવટીયાને આશરો આપનાર પેથે પગીએ એને હથીઆર દીધાં. નીકળી પડયો. નગર ગયો. વાલો નામોરી અને પોતે, બન્ને જણા મોવર *સંઘવાણી જમાદારને ઘેર ચાર મહિના મેડા ઉપર રહ્યા. અંતે પછી થાકીને પૂછ્યું

"મોવર સંઘવાણી ! કાંઇ થઇ શકશે અમને માફી અપાવવાનું ?"

"ભાઇ, અટાણે મોકો નથી."

"ઠીક ત્યારે, અલ્લાબેલી."

નીકળ્યા. રાજકોટની સડકે સીધેસીધા વ્હેતા થયા. ત્યાંથી જુનાગઢની સડકે.

પીઠડીયા ગામની સીમમાં એક દરબારી ભાવર જેટાળી બંદૂક ખંભે નાખીને ફરે છે, મામદ જામે ઝબ જઇને પોતાની બંદૂકની નાળ્ય તાંકી કરી : "મેલી દે જોટાળી. નીકર હમણાં ફૂંકી દઉં છું."

---

* આ મોવર સંઘવાણી પણ મૂળે બારવટે ચડયો હતો. એનું વૃત્તાંત આગળ આવશે.

—"હાં ! હાં ! હાં ! મામદ જામ: બિચારાની નોકરી તૂટશે." એ રીતે વાલાએ બહુ વાર્યો. પણ હઠીલો મીયાણો મામદ જામ ન માન્યો. ભાવરો જોઈ મુંઢી લઈને ઉપડ્યા.

વડાળ થઈને ગિરનારના ડુંગરામાં ; ત્યાંથી આખી ગિર પગ નીચે કાઢી.

ચરખાની સીમમાં પડયા : ફકીરોનાં ઘોડાં આંચકી લીધાં.

ટોડા દૂધાળામાં ઝરખડી નદીની અંદર રોટલા ખાવા બેઠાઃ ખીડનો પસાયતો ગાળો દેતો આવે છેઃ વાલાએ બંદૂક લાંબી કરીને કહ્યું કે "આ તારી માની તો અદબ રાખ."

પસાયતે ભાગીને પટેલને જાણ કરી.

પીપરીઆ ને બાબરા વચાળે ટોડાળી વાવ છેઃ ત્યાં બારવટીયાનો પડાવ છે. લાઠીની ગીસ્તે ત્યાં આવી, આડાં રૂનાં ઘોકડાં મેલી ધીંગાણું આદર્યું. બારવટીયાઓએ વાવની ચોપાસ સાંઢીયાનો ગઢ કર્યો. ફોજવાળા ઘોકડાં રેડવતા જાય, સામેથી બારવટીયાની ગોળીઓ ચોંટતી જાય, રૂમાં આગ લાગતી જાય અને ગીસ્તનાં માણસો પાણી નાખી આગ ઠારતા જાય. પણ ઘોકડાંની ઓથ બહાર ડોકું કાઢયા ભેળું તો ડોકું ઉડીજ પડવાનું છે, એ વાત ગીસ્તના માણસો જાણતા હતા. ઠુંઠા હાથવાળા વાલીયાની બંદૂક ખાલી તો કદિ જાતી નહોતી.

બારવટીયાને ભાગી નીકળવું હતું. વડલાની ડાળે એક બંદૂક ટાંગીને વસિથી છાનામાના સરકી ગયા.

ગીસ્ત સમજે છે કે બંદૂક પડી છે, એટલે બારવટીયા ગયા નથી. એમ ભ્રમણામાં ને ભ્રમણામાં જ સાંજ પડી. સાંજે બારવટીયાની મશ્કરી સમજાઈ. ભેવકૂફ બનીને ગીસ્ત પાંછી વળી.

મૂળી તાબાનું જસાપર ગામ ભાંગ્યું : બંદૂકો ઉઠાવી : વઢવાણ કાંપમાં ફીટઝરાલ્ડ સાહેબને મકલા કોળીની સાથે કહેવરાવ્યું કે "અમે–વાલે મોવરે અને મામદ જામે જ ગામ ભાંગ્યું"

છે. અને અમારી બીજે ક્યાંય ગોત કરશો મા. અમે અનલગઢમાં જ બેઠા છીએ. ”

પીટઝરાહડે તાર છોડ્યા. રાણી સરકારની ભાલાવાળી લાન્સર ટુકડી મગાવી : વાંકાનેર, રાજકોટ વગેરે રજવાડાંની ફોજ પણ ઝગારા મારતી આવી : બધા મળી બે હજાર લડવૈયાનું દળ બંધાયું : મોખરે ગોરો પોલિસ ઉપરી મકાઇ સાહેબ સેનાપતિ બની ચાલ્યો. આસમાન ધુંધળો બનવા લાગ્યો અને ઘોડાના ડાબાને દિશાઓ પડઘા દેવા માંડી.

અનલગઢ ભાંગીને માંડવના ડુંગર ઉપર બારવટીયા વાલાએ પાંચસો રૂપીઆની કિમ્મતનો સાચા લીલા કીનખાપનો વાવટો ચડાવી દીધો છે. શત્રુઓને લડાઇનાં નોતરાં દેતો વાવટો ગગનમાં ફડાકા મારી રહ્યો છે, અને બીજા બારવટીયા મોટા પીરને લોબાનનો ધૂપ કરે છે. ડુંગરામાં સુગંધી ધુમાડાનો પવિત્ર મઘમઘાટ પથરાઇ ગયો છે. આઠ જણની એ નાનકડી ફોજને પીરના ધુપની સુવાસ આવતાં તો રૂંવાડે રૂંવાડે મરવા મારવાની ધણેણાટી વછૂટવા લાગી છે.

આ બાજુથી બારવટીયાનો નેજો ભાળતાં જ સેનાપતિએ પરબારો *‘ચાંચ !’નો હુકમ પોકાર્યો. ‘ચાંચ !’ થાતાંની વાર જ ભાલાં ને કીરીચો ઉગામી અસવારોએ ઘોડાંને વ્હેતાં મેલી દીધાં. બે હજાર માણસોનો હલ્લો થાતાં તો એવું દેખાયું કે જાણે હમણાં ડુંગરો ખળભળી હાલશે.

ત્યાં તો સામેથી ધડ ! ધડ ! ધડ ! બંદૂકોની ધાણી ફુટી.

સાઠ સાઠ બંદૂકો ભરીને બારવટીયાએ તૈયાર રાખેલી છે. ૭ જણા ઉપાડી ઉપાડીને ભડાકા કરે છે, બાકીના ૭ જણા ખાલી પડેલી બંદૂકોને નવેસર ભરતા જાય છે. દારૂગોળાની ઠારમઠાર લાગી પડી છે. સીસાની ગોળીઓનો સાચુકલો મે' વરસવા માંડ્યો છે.

* Charge

એક, બે, ત્રણ, ચાર, એમ દસ ભાલાવાળા સવારો ટપોટપ ગોળી ખાઈને જખ્મી થયા. એટલે ભાલાવાળાઓના ગોરા સેનાપતિએ "રીટાયર"નું બીંગલ વગાડ્યું.

"રીટાયર"નું બીગલ સાંભળતાં તો મકાઈ સાહેબ લાલચોળ થઈ ગયો. ઘોડા માથે ટોપી પછાડવા મંડ્યો. ડોળા ફાડીને ભાલાવાળી ટુકડીના ગોરા સરદારને ધમકી દેવા લાગ્યો "ડેમ! ફુલ!"

"બસ કરો! અમારૂં કામ બારવટીયા પકડવાનું નથી. મુલક જીતવાનું છે." એમ બોલીને ભાલાવાળાએ પોતાની ફોજને અલાયદી તારવી લીધી.

ત્યાં તો વાલા મોવરે ઝીંકીયાળીમાંથી જે નવ વેંત લાંબી ઝંઝાળ હાથ કરી હતી, તેમાં તોપ જેવી મોટી ગલોલી ઠાંસીને પત્થર સાથે બાંધીને જામગ્રી ચાંપી. દાગતાં તો ઘોર અવાજ કરતી ગલોલી વછૂટી. સામી ફોજ પડી હતી ત્યાંથી અરધો માઈલ આગળ જઈને ગલોલીએ ગાડું એક ધુળ ઉડાડી. ફોજ સમજી કે ડુંગરમાં દારૂગોળો મોટા જથ્થામાં છે, ને જણ પણ ઝાઝા લાગે છે.

સાંજ સુધી ધીંગાણું ચાલ્યું. સાંજે સૂરજ આથમવા ટાણે ફોજ પાછી વળી, અને ડુંગરમાંથી અવાજ ગાજ્યો કે "વાલીયા ઢુંઢાની જે!"

"અને સરકારની......." એમ કહી એક બારવટીઓ બોલવા ગયો.

"ખબરદાર! નીકર જબાન કાપી નાખીશ." વાલાએ સાવઝના જેવી ડણક દીધી. બોલનારને ધરતીમાં સમાવા જેવું થઈ પડ્યું.

"જુવાનો! નાડી અને જબાન, એ ચીજો સંભાળજો, હો. નીકર વાવટો ખાક થઈ ગયો જાણજો. ખુદાએ નાપાકનાં બારવટાં કદિ નભાવ્યાં નથી."

એવી રીતે વાલાએ સાથીઓને શીખામણ દીધી. વારે વારે વાલો એવાં વચનો કહેતો અને નવરો પડે ત્યારે તસબી ફેરવતો.

બહુ ઝાઝું બોલતો પણ નહિ. ભેરૂઓનાં ગાન ગુલ્તાનમાં કદિ ભળતો નહિ.

૮

કાતરોડીનો એક કોળી હતો. એનું નામ મકો. એક દિવસ મકો વાલીયાના પગમાં પડીને પોતાનું દુઃખ રોવા મંડયો.

"શું છે ભાઇ ?"

"મને મકાઇ સાહેબ મારી નાખે છે !"

"શા સારૂ ?"

"તારી બાતમી લઇ આવવા સારૂ."

"તે એમાં મુંઝાઇ શીદને ભાઇ ? જા, બેધડક કહેજે કે વાલીયો અનલગઢમાં બેઠો છે. સાહેબની માએ સવાશેર સુંઠ ખાધી હોય તો આવે મળવા."

"પણ વાલા, તને આંગળી ચીંધાડીને હું મરાવું તો તો કયે ભવ છૂટું ?"

"ભાઇ, મરવા મારવાની તો આ રમત જ છે ને ! અને વાલો તો સંધાય વેરીઓને સામેથી જ વાવડ દઇ મોકલે છે. વાલાની તે કાંઇ ગોત્યું હોય ? જા તું તારે. લઇ આવ સાહેબને."

અનલગઢની ધાર ઉપર વાલો બેઠો છે. મકાઇ સાહેબ ઘોડે ચડીને ચાલ્યો આવે છે. મોખરે મકો કોળી દોડયો આવે છે. સાહેબને દેખીને વાલે ઠુંઠા હાથ ઉપર બંદૂક ટેકવી. બરાબર સાહેબના ઘોડાના ડાબલાનું નિશાન લઇ ભડાકો કર્યો. પલકમાં તો ઘોડાના પગમાંથી ડાબો નોખો જઇ પડયો. ચમકીને મકાઇ સાહેબે ઉંચે જોયું. બંદૂકની નાળ્ય તાકીને કાળને ઉભેલો ભાળ્યો. ધાર માથેથી વાલીયે અવાજ દીધો કે

"એ ય ઉલ્લુ સાહેબ, આજ મારતો નથી. ફક્ત ચેતવું છું મકાને કનડીશ મા. નીકર ઘોડાનો ડાબો ઉપડયો છે, એમ તરણુય જેવું તારૂં માથું સોત ઉપાડી લઇશ."

૯

વાલાની ઓરત મરી ગઇ છે. પોતાને જુવાનીનાં પૂર ચાલ્યાં જાય છે. બીજા સહુ સાથીડા પોત પોતાની પરણેતરોને મળવા વારે વારે જાય આવે છે. પણ વાલાને તો ઘેરે જઇને બેસવાનું ઠેકાણું રહ્યું નથી. છતાં વાલાની આંખ કોઇ ઓરત સામે ઉંચી થાતી નથી. જોગંધર જેવો વાલો કાં લડતો ને કાં તસ્બી ફેરવતો. એમાં એક દિવસ સાથીઓએ વાત છેડી. માયા મોવરે શરૂ કર્યું:—

"વાલા, હવે તો તારા નીકા કરીએ."

"કોની સંગાથે બેલી?" વાલાએ પૂછ્યું.

"કાજરડાના વીરમ મીયાણાની ડીકરી વાઝઇ સંગાથે. એ પણ ઘરભંગ થઇ છે."

"તમે એ બાઇની સાથે વાત કરી છે?"

"ના."

"મ બોલો! અરરર, બેલી તો પછી મ બોલો," કહીને વાલે જીભ કચરી.

"કાં?"

"તો પછી કેમ આવું બોલીને પાપમાં પડો છો ને મને ય પાપમાં પાડો છો?"

"પણ એમાં પાપ તે વળી શેનું?"

"અરે ભા. ઇ બાઇના મનમાં જો કદિ એમ હશે કે વાલો તો મારો ભાઇ થાય, તો? હું તો ખુદાનો ગુન્હેગાર થાઉં કે નહિ? હવે પછી આવી નાપાક વાત કરશો મા ભાઇ!"

૧૦

સોરઠમાં બળધોઇ નામે ગામ છે. બળધોઇ ગામ હાથીયા વાળા નામે કાઠી તાલુકદારનું છે. એ ગામમાં રામબાઇ

નામની રજપૂતાણી, અને એ રજપૂતાણીની સાથે મામદ જામને આડો વહેવાર બંધાયો છે.* વારે વારે બારવટામાંથી મામદ જામ બળધોઇમાં રાત રહેવા જવા લાગ્યો છે. અને વાલાને એ વાતની જાણ થઇ છે. વાલાએ મામદ જામને માણસો સાથે કહેવરાવ્યું કે "મામદ જામ ! અલ્લા નહિ સાંખે હો, રહેવા દે. બારવટીયો નાડીછૂટ ન્હોય."

"વાલા મોવરને કહેજો કે મારી વાતમાં વચ્ચે ન આવે. હું બારવટાંમાં ક્યાંય ગેરવ્યાજબી વર્તતો હોઉં, તો ભલે મને બંધૂકે દે. બાકી મારા ખાનગી વહેવારમાં તો હું ચાય તે કરૂં !" એવો મામદ જામે જવાબ દીધો.

વાલાનો જીવ કળીયે કળીયે કપાવા લાગ્યો. પણ મામદ જામ જેવા જોરાવર સાથીને જાકારો દેવાની, કે એની સામે વેર ઉભું કરવાની વાલાની છાતી ચાલી નહિ.

એમ થાતાં થાતાં એક દિવસ દડવા ગામના કુવાડીયા આયરની સાથે રામબાઇ રજપૂતાણીના ધણીનો સંદેશો મામદ જામ ઉપર આવ્યો કે "પરમ દિવસ આવજે. હાથીયાવાળાના ગઢમાં રૂપીઆ ત્રણ હજારની કોથળી તેયાર ટપ્પે પડી છે."

સંદેશો સાંભળીને મામદ જામ વરલાડલા જેવા પોષાકમાં સાબદો થયો. અને કહ્યું "હાલ વાલા, આકડે મધનું પોડું ટીંગાય છે."

"મામદ જામ ! જાવા જેવું નથી હો ! અને તારાં પાપ ત્યાં આપણી પહેલાં પહોંચીને બેસી ગયાં હશે હો ! જ્યાંની જમીનને તેં નાપાક બનાવી છે, ત્યાં આપણો ભાર ધરતી ઝીલશે નહિ."

"હવે પાક નાપાકની પરૂડ જાવા દે ને વાલા !" કહીને મામદ જામે વાલાને સાથે લઇ સાંજ ટાણે બળધોઇને માથે વાર વ્હેતી કરી.

---

* સીમાણીઓ આ વાતનો ઇન્કાર કરે છે. તેઓ કહે છે કે મામદ જામ ઘણો જ પવિત્ર આદમી હતો.

ખળાવાડમાં અનાજના ગંજ ઉભા છે. ખેડુતો રાત પડયે ચાંદરડાંને અજવાળે પાવા વગાડે છે. હવાલદાર અને પગી પસાયતા તાપણું કરીને બેઠા છે. બારવટીયાઓ ત્યાં જઇને પ્રથમ ત્રાટકયા. માણસોને બાંધીને કેદ કરી લીધા, અને ગામને ઝાંપે જઇ ફક્ત બેજ ભડાકા કર્યા ત્યાં તો, દરબારગઢમાં હાથીયોવાળો થર ! થર ! થર ! થર ! કંપવા લાગ્યો. બેબાકળા બનીને દરબાર પોતાનાં ઘરવાળાંને પૂછવા મંડયા કે "હવે શું કરૂં ?"

સામે કાઠીઆણી ઉભાં હતાં તેણે કહ્યું "શું કરૂં કેમ ? આ મારાં એક જોડય લૂગડાં પહેરીને બેસી જાવ. બારવટીયાને કહેશું કે દરબારને બે ઘર છે !"

"અરરર !" બોલીને દરબાર ઝાંખા પડી ગયા.

"ત્યારે પૂછતાં શરમાતા નથી દરબાર ? અટાણે પૂછવાનો સમો છે ? કે લેખે ચડી જવાનો ?"

દોડીને પોતાના ત્રીસ બંદૂકદારો સાથે હાથીયાવાળો મેડીએ ચડયા. અને બારવટીયાએ બજાર કબ્જે કરી લીધી. ગઢની મેડીએથી દરબારી માણસોએ ભડાકા કર્યા. ગામ ધુમાડે ઢંકાઇ ગયું, અને બારવટીયા દરબારગઢની દિવાલો ઠેકીને અંદર ઉતર્યા. જુવે તો ઓરડે ઓરડે તાળાં !

મેડીએ ચડીને બારવટીયાએ હાથીયાવાળાને હાકલ દીધી કે "એય કાઠીડા, લાવ ચાવીયું, નીકર હમણાં તારો જાન કાઢી નાંખશું."

નામર્દ હાથીયાવાળાનાં હાંજાં ગગડી ગયાં. એણે ચાવી ફગાવી દીધી. વાલો તો બજાર સાચવીને ઉભો છે એટલે મામદ જામ ઓરડા ઉઘાડવા માંડયા.

પહેલો ઓરડો ઉઘાડે ત્યાં અંદર દરબારગઢની ને ગામની બાઇઓ લપાયેલી દીઠી. તુર્ત પાછું ઓરડે તાળું લગાવી મામદ જામ પાછો ફર્યો.

બીજો ઓરડો ઉઘાડયો. અંદર પટારા દીઠા. બંદૂકનાં પડ મારી મારીને બારવટીયા પટારા તોડવા લાગ્યા.

"હાં લૂંટો બેલીઓ! લૂંટો મારા ભાઈઓ!"

એમ પડકારા કરતો કરતો મામદ જામ ફળીમાં ઘુમી રહ્યો છે, ત્યાં તો, સાંઢીયાના કાઠાની ઓથે કરણપરી નામનો એક બાવો છૂપાઈ બેઠેલો, તેને રૂંવાડે રૂંવાડે શૂરાતન વ્યાપી ગયું. પોતાની પાસે જ, કાઠી દરબારો જેના ઉપર થાળી રાખીને જમે છે તે 'પડઘી' નામની પીતળની નાની બેઠક પડેલી–તે કરણપરીએ ઉપાડી.

'જે ગરનારી!' કહીને બાવાએ પીતળની પડઘીનો કારમો ઘા કર્યો. એ ઘા બરાબર મામદ જામના માથામાં પડ્યો.

ફટાક! દેતો અવાજ થયો. મામદ જામના માથાની ખોપરી ફાટી ગઇ. જમણી આંખનું રતન પણ પડઘીએ ફોડી નાખ્યું.

"અરે તારી જાતનો—" કહી મામદ જામ પાછો ફર્યો. બાવાના શરીર ઉપર બંદૂક ચલાવી. ઓગણીસ ઓગણીસ છરા બાવાના શરીરને વીંધી, ન્હાઇ ધોઇ, દ્રોપટ નીકળી ગયા, તો ય બાવાએ દોડી મામદ જામની જ તરવાર ખેંચી લઇ મામદ જામના જમણા ખંભા ઉપર 'જે ગરનારી!' કહીને ઝીંકી. પણ ઝીંકતા તો તરવાર ઠેઠ સાજ સુધી ઉતરી ગઇ. શત્રુને મારીને પછી બાવો પડ્યો. મરતી વેળા ભારી રૂડો લાગ્યો.

લોટની ત્રાંબડી ફેરવનાર આ માગણ જાતના માનવીને એ ટાણે કોણ જાણે કોણે આટલું કૌવત અને આટલી હિમ્મત આપ્યાં. આગળ કદિ એણે તરવાર બાંધી નહોતી. ધીંગાણું તો કદિ દીઠું નહોતું. નકકી માણસને છાબડે હરિ આવે છે!

મામદ જામના પડખામાંથી આંતરડાંનો ઢગલો બહાર નીકળી પડયો. પાછાં આંતરડાં પેટમાં ઘાલીને મામદ જામે જખમ ઉપર પોતાના ફેંટાની કસકસતી ભેટ બાંધી લીધી, અને દોડીને, મરણના દમ ખેંચનાર બાવાની પીઠ થાબડી કહ્યું "શાબાશ જવાન! તારા જેવા શૂરવીરને હાથે મારૂં મોત સુધરી ગયું. રંગ છે તને ભાઇ!"

એટલું વચન સાંભળીને બાવાએ છેલ્લી આંખ મીંચી. માઅદ જામે પાછા ફરીને પોતાના સાથીડાઓને કારમી હાકલ કરી કે

" બેલીડાઓ, પાછા વળો. હાલો ઝટ. લૂંટનો માલ મેલીને હાલી નીકળો. "

પોતે આગળ, ને દસ જણા પાછળ: બધા બારવટીયા ગઢમાંથી બહાર નીકળી ગયા. બજારે વાલો ટેલે છે, તેણે પૂછ્યું.

" કેમ ખાલી હાથે ? "

"વાલા ! મારાં પાપ આંબી ગયાં. હવે હું ઘડી બે ઘડીનો મેમાન છું. મને ઝટ મારી કબર ભેળો કર."

મામદ જામને ઘોડે બેસારી બારવટીયા ચાલી નીકળ્યા.

બળધોઇથી અરધા ગાઉ ઉપર, વીંછીયાના વોંકળામાં અધરાતને ગળતે પહોરે બારવટીયા પહોંચ્યા, એટલે મામદ જામે કહ્યું

" બેલીઓ, બસ આંહી રોકાઓ. આંહી મારૂં દિલ ઠરે છે. આ વેળુમાં મારી કબર ખોદો. "

કબર ખોદાઇ.

" હવે બેલી, ખાડાની ઉંડાઇ માપી જુવો. "

કબરને માપી. મામદ જામની કાનની બુટ સુધી ઉંડો ખાડો થઇ ગયો હતો.

"હવે એને વાળીને સાફ કરી નાખો."

કબર સાફ થઇ ગઇ. પોતે પોતાના મેળે અંદર ઉતરી ગયો. ઉભા રહીને, કબરને કાંઠે ઉભેલા પોતાના ભેરૂઓને કહ્યું

"બેલીઓ, મારાં કાળાં કામાં મને આંબી ગયાં. સારૂં થાય છે કે હું તમારામાંથી બાદ થઇ જાઉં છું. અને હવે તમે વાલાની આમન્યામાં વર્તજો. વાલો નીતિવાન છે. લ્યો ભાઇ, હવે રામ રામ છે. સહુ સજ્જણોને સો સો સલામું છે. "

એમ બોલીને પોતે બે હાથ માથે અડાડી દસે દિશામાં ફર્યો. અને પછી યા અલ્લા ! કહીને પેટ ઉપરથી પાવડીના

બંધ છોડી નાખ્યા. છોડતાંની વાર જ આંતરડાં નીકળી પડયાં. મામદ જામ કબરમાં ઢગલો થઇ ગયો.

એને દફન કરીને બારવટીયા ચાલ્યા ગયા.

૧૧

"આપણું બારવટું થઇ રહ્યું ભાઇઓ, આજથી બરોબર અઢી દિવસે આપણને હડકવા હાલશે."

ડુંગરની ગાળીમાં સૂરજ આથમવા ટાણે ગમગીન ચહેરા લઇને બેઠેલા વાલાએ પોતાના સાથીઓને કળકળતી આંતરડીનાં આવાં વેણ સંભળાવ્યાં, અને લમણે હાથ દઇને સહુ સાથીડા એ આગમ–વાણી સાંભળી રહ્યા. કોઇના મ્હોંમાંથી સામો શબ્દ નીકળે તેવું નહોતું રહ્યું, તો યે થરથરી ઉઠીને સાથીઓ બોલ્યા

"હાં! હાં! વાલા! એવડું બધું વેણ—"

"બેલીઓ! એ વેણ વિધાતાનું સમજજે, આપણે ખાટ-સવાદીઆઓને ભેળા કર્યા, એણે તો આપણને ખોટ ન ખવરાવી, પણ મારે સગે ભાઇએ ખોટ ખાધી. અરેરે! ઓરતની આબરૂ લૂંટી! કુંજડીની જેમ ઓરત કળેળતી હતી, એની કાયા ચુંથી! એના નિસાપા આપણી મોર્ય થઇ મોતની સજાયુ પાથરી રહ્યા હશે, એ નક્કી જાણજે પરબત!"

મોરબીના ગામ ઝીંકીઆળીની સીમમાં પરબત મોવરે પટેલની દીકરીની આબરૂ લીધી, તે વાત પરથી વાલાએ પોતાનું ભવિષ્ય ભાખી દીધું.

× × ×

વાઘરવાની સીમમાં માથોડું માથોડું તલ ઉભા છે, એમાં લપાઇને બપોરને ટાણે બારવટીયા બેઠા છે. અને પેથો નામનો પગી એ બધાને લાડવા જમાડે છે. વાલે પૂછ્યું,

"પેથા! આજ તો બહુ દાખડો કર્યો!"

"બાપુ! તમે મારાં ઘર ભરો છો ને હું કો'ક કો'ક વાર તમને ગળી દાઢ પણ ન કેરાવું!"

"ભારી મીઠા લાડવા હો!"

"પેથો તો આપણો બાપ છે ભા ? ન કેમ ખવરાવે ? "

એમ વખાણ થાતાં જાય છે ને લાડવા પેટમાં પડતા જાય છે. એવે ટાણે કાળી પેથાએ પોતાના છોકરાને ઝાડવા માથે ચાકિ તરિકે બેસારી બારવટીયાનું ધ્યાન ચૂકાવી ચુપચાપ રસ્તો લીધો. બારવટીયાએ સગા બાપની માફક જે પેથાને રાખ્યો હતો ને લૂંટના માલથી ખૂબ ધરવ્યો હતો, તે જ પેથાએ એજન્સી પોલિસના ગોરા ઉપરી ગોર્ડન સાહેબની સાથે મળી જઇ બારવટીયાને ઝેર દેવાનો મનસૂબો કર્યો, ખાખરેચી ગામથી સાહેબે ઝેરવાળા લાડવા વળાવીને પેથાને મોકલ્યા અને એ લાડવા આજ મીયાણાઓને પિરસી દીધા. ઝેર ખવરાવીને પોતે ગોર્ડનને ખબર દેવા પહોંચ્યો.

વાલાને તો ખંભામાં જખમ હતો, એટલે એ કરી પાળતો. એણે આ મીઠા ભોજનમાં ભાગ લીધો નથી. બીજા તમામ સંગાથીઓએ પેટ ભરીને લાડવા ખાઇ, ખૂબાખૂબ કુંપળાસર તળાવનું પાણી પીધું. થોડી વાર વિસામો લેવા બેઠા. પા અરધો કલાક થયો, ત્યાં એક પછી એક સહુની જીભો ઝલાવા લાગી. તુર્ત વાલાનો ભાઇ પરબત ઉભો થઇને બોલ્યો,

"વાલા! આપણને નક્કી ઝેર ખવરાવ્યું! અને આપણે ભીંત હેઠળ ભીંસાઇ મુવા."

"ઝેર! નક્કી ઝેર છે. કમજાત પેથો!" બીજો બોલ્યો.

"બસ બેલી! હવે મોતની સજાઇ વખતે ભુરું વેણ ન હોય. હવે માંડો ભાગવા. અને પરબત! તારાં કાળાં કામનો ખુદાઇ હિસાબ ચુકવાય છે!"

એમ બોલીને વાલો આગળ થયો. બધા ભાગવા લાગ્યા. પણ બીજા તમામને ઝેર ચડવા માંડયું. આંખે લીલાં પીળાં આવવા લાગ્યાં.

"યા અલ્લા!" કરીને કચ્છવાળો દાઉલો ડાબી જમીન પર પટકાઇ ગયો. વાલાએ કહ્યું કે

"એલી, આંહી આની લાશને કુતરાં ચૂંથશે. એને પડતો મેલીને ચાલ્યા જાશું તો દુનિયા આપણી દોસ્તીને ફિટકાર દેશે. માટે એને તો ઉપાડી લેવા સિવાય આંહીથી ખસવાનું જ નથી."

દાદલાની લોથને ઉપાડીને બારવટીયા લથડતે પગે ચાલતા થયા. પહોંચ્યા કરાડીયાની પાણાખાણમાં. ફરીવાર વાલાએ હુકમ કર્યો કે

"હવે આપણો નેજો આંહી મેલી દ્યો એલી."

ત્યાં જ વાવટો મેલીને ઉગમણે પડખે રણમાં મોરચો કરી લડવા બેઠા.

બળબળતે બપોરે એજન્સીની ટુકડી લઇ ગોર્ડન ગોરો આવી પહોંચ્યો, અને સામેથી વાલાએ હાકોટો દીધો કે

"હે દગલબાજો! ઝેર ખવરાવીને માટી થવા આવ્યા! પણ હવે તો ચૂડીયું પહેરી હોય તો જ આઘા ઉભા રે'જો. ને જો દાઢીમૂછના ધણી હો તો સામે પગલે હાલ્યા આવજો!"

ઘોડા ઉપર ધોમઝાળ થઇ રહેલા ગોર્ડને ટુકડીનાં માણસોને કહ્યું

"જેને પોતાનાં બાયડી છોકરાં વહાલાં હોય એ ઘર તરફ વળી જાજો ભાઇ! જેને જાન દેવો હોય એજ ઉભા રહેજો!"

સાહેબનું વચન સાંભળતા સાંભળતા તમામ સિપાહીઓ છાતી કાઢીને ચુપચાપ ઉભા રહ્યા. નીમકહલાલી અને નોકરી સાંકળો સહુના પગમાં પડી ગઇ. સરદાર પાળે યા ન પાળે, આપણાં બાળબચ્ચાંને પાળનારો પરવરદિગાર તો એક જ છે ને! એવું વિચારીને સિપાહીઓ નીમકના ખેલ ખેલવા ઉભા રહ્યા. એક પણ માણસ ન તર્યો.

તુર્ત સામેથી તાશેરો થયો. "ઓ વાલા! હમકું મારો! હમકું ગોલી મારો." એવી હાકલ કરતાં કરતાં ગોર્ડન સાહેબે પોતાના ઘોડાને બારવટીયા સામે દોટાવી મૂક્યો. પોતે ઘોડાની પીઠ પર લાંબા થઇને સુઇ ગયા, પણ એટલામાં તો ઘોડો

ચમકીને જરીક આડો થઇ ગયો અને સામેથી વાલાના ઠુંઠા હાથ પરની બંદૂક વછૂટી. નાળમાંથી સસવાટા કરતી ગોળી ઘોડાની કેશવાળીમાં થઇને બરાબર સાહેબના કાંધમાં ચોંટી અને સાહેબ પટકયો. જખ્મી થયેલો બહાદુર અને ટેકીલો સાહેબ પાછો ઉભો થઇને કીરીચ ખેંચી પગપાળો સામો દોડયો. પણ છેક પાણાખાણ સુધી પહોંચે તે પહેલાં તો ધડ ! ધડ ! બીજી બે ગોળી ચોંટી ને સાહેબ પડયો.

તેટલામાં તો બારવટીયાઓને હાડોહાડ ઝેર પ્રસરી ગયું હતું અને વગર માર્યા જ તે બધાના પ્રાણ છૂટી ગયા હતા.

એજન્સી તરફથી ગોર્ડન સાહેબ, હાજી સાજણ અને મામદ ઇસાક, એ ત્રણ જણા એ બારવટામાં વાલાની ગોળી વાગતાં કામ આવ્યા.

વાલો પણ ગોળીએ વીંધાઇ ગયો છે, છતાં પડયો નથી. હાથમાં બંદૂક હતી, તેનો કંદો ખંભાને ટેકો દઇ રહ્યો છે, અને નાળ્ય નીચે ધરતી સાથે ટેકો લઇ ગઇ છે, એ રીતે વાલાનું નિષ્પ્રાણ શરીર બંદુકને. આધાર મળવાથી જાણે જીવતું જાગતું હોય એવું દેખાય છે. એ વખતના એના મ્હોરાની તારીફ કરતી કરતી, ત્રણે રાજયોની ફોજોએ આવીને એને ઘેરી લીધો. મોવર સંધવાણી પણ જામનગરની ગીસ્ત સાથે આવેલો, તેની આંખમાં, પોતાના જૂના અને પાક ભેરનું આવું ઉજળું મોત દેખીને હેતનાં આંસુ આવી ગયાં.

“ સા...લા કમબખ્ત ! લેતો જા ! ” કહીને એક પોલિસે વાલાની છાતીમાં બંદુકનો કંદો માર્યો.

મોવરની આંખ એ મિત્રના મોતનું અપમાન દેખીને ફાટી ગઇ. એણે કંદો મારનારા પોલિસની સામે ડોળા કાઢીને કહ્યું “હવે મરી ગયા પછી તારા બાપને શું મ્હોં લઇને મારી રહ્યો છો ? જીવતાં ભેટો કરવો’તો ને ? ”

પોલિસે પોતાની ભરેલી બંદૂક મોવર સામે તાકી. પલક-માં જ ઘોડો ચંપાતાં મોવર વીંધાઇ જાત, પણ મોવરે અરધી

પલકમાં તો એ ઉગામેલી બંદુકની નાળને હાથનો ઝટકો મારી જરાક ઉંચી કરી દીધી, અને એની વછૂટતી ગોળી મોવરના માથા ઉપર થઇને ગાજતી ગાજતી ચાલી ગઇ.

"કોઇ મીયાણાના પેટનો આંહી હાજર છે કે નથી? જોઇ શું રહ્યા છો હજુ?"

એટલી હાકલ મોવરના મ્હોંમાંથી પડતાં તો પહાડ જેવા મીયાણા ધસી આવ્યા. ધીંગાણું જામી પડ્યું હોત. પણ બીજા શાણા માણસોએ મોવરને ફોસલાવી પંપાળી, ટાઢો પાડયો.

વાલાના ડચકાં ખાતા મ્હોંમાં પાણી મેલીને મોવરે કહ્યું કે "વાલા! તારા જીવને ગત કરજે, તું મફતનો નથી મર્યો; પણ એક ગોરાને અને બે બીજા અમલદારોને મારીને મર્યો છો.

તારી ટપાલું તણા, વિલાતે કાગળ વંચાય
(ત્યાં તો) મડમું અંગલામાંય, વાળે મોઢાં વાલીયા

× × × × ×

વાલાના મોતની ખબર જુમલા ગંડને પહોંચી. જુમલાએ રાજકોટ સરકારને જાસો મોકલ્યો કે 'વાલાને દગાથી માર્યો છે, પણ બેટાઓ હવે ચેતતા રહેજો."

ધ્રાંગધ્રા તાબે મેથાણ પાસેના વોંકળામાં જુમલો છુપાણો છે. સાહેબની ગીસ્ત ત્યાં આવવાની હોવાના એને સમાચાર મળ્યા છે. જુમો તો ગાંઠ વાળીને બેઠો છે કે પહેલે જ ભડાકે સાહેબનું માથું ઉતારી લેવું.

ગીસ્ત લઇને ધ્રાંગધ્રા પોલિસનો ઉપરી સુટર સાહેબ ચાલ્યો આવે છે. એ કાબેલ ગોરો સમજી ગયો છે કે જુમાની બંદૂક ટોપીવાળાને જ ગોતી લેશે. એટલે એણે કરામત કરી. પોતાની સાથેના એક પઠાણને સારી પેઠે દારૂ પીવાડી, ચકચૂર બનાવી, પોતાનો પોષાક પહેરાવ્યો. અને પોતે પઠાણનો વેશ પહેર્યો. સાહેબને વેશે બેભાન પઠાણ બારવટીયાઓની સામે ચાલ્યો. તુર્ત જુમાની ગોળીએ એના ચુંથા ઉરાડી મૂક્યા.

ત્યાં તો એકલા જુમલા ઉપર પચાસ ગોળીઓની પ્રાછટ બોલી, જુમો રૂંવાડે રૂંવાડે વીંધાઇ ગયો, જરાક જીવ રહ્યો હતો, છતાં જુમો પડયો નહિ. એની બંદૂકની નળી ધરતી સાથે ટેકો લઇ ગઇ, અને કંદો છાતીએ ગોઠવાઇ ગયો. એ રીતને ટેકે જુમો મરતો મરતો પણ જીવતા જવાંમર્દની માફક બેઠો રહ્યો.

"શાબાશ જુમા! શાબાશ જુમા! તુમ હમકુ માર દીયા! તુમ હમકુ માર દીયા!" એવી શાબાસી દેતો દેતો સુટર સાહેબ જુમાને થાબડવા લાગ્યો, ત્યારે જુમાએ તો છેલ્લે ડચકારે પણ ડોકું ધુણાવ્યું: સમશ્યા કરીને સાહેબને સમજાવ્યો કે "તને હું નથી મારી શકયો, ભૂલથી મેં પઠાણને માર્યો, મારી મનની મનમાં રહી ગઇ, મને શાબાસી મ દે."

[રાવણહથ્થા વાળા નાથબાવાઓ જુમલા ગંડનો એક રાસડો નીચે મુજબ ગાય છે.]

ગંઢ કાંથડના જૂમલા રે વાગડને રે'વા દે
ચાર ભાઇઓનું જોડલું જૂમા
પાંચમો ભાવદ પીર—કાંથડના૦
પડાણુ માથે ગંઢડા નીકળ્યા
લીધી વાગડની વાટ—કાંથડના૦
ઘોડલે ચડતા ખાનને માર્યો
હમીરીઓ નાવ્યો હાથ—કાંથડના૦
આગવડ ભાંગી પટલને માર્યો
ચોરે ખોડયાં નિશાણુ—કાંથડના૦
ઝંઠીયો ડુંગર ઘોડલે ઘેર્યો
ઘણુાનો કાઢયો ઘાણુ—કાંથડના૦
અંજારની સડકે સાધુ જમાડયા
બોલો જૂમાની જે—કાંથડના૦
પગમાં તોડો હાથમાં નેજો
ભાવદી ભેળો થાય—કાથડના૦

[વાલાના બારવટાનાં ઉત્પાદક કારણો, જૂદાં જૂદાં બતાવવામાં આવે છે:-

૧. આમદ અભ નામન એક મીયાણાએ વાલાના કાકાના દીકરા

પરબત મોવરની ઓરતને રખાયત કરીને રાખેલી, એ મામદને વાલાએ રણમાં માર્યો. એનાં નાક કાન કાપ્યાં. પછી વાલો બારવટે નીકળી પડયો.

૨. વાલા મોવર નામનો એક બીજો મીયાણો હતો તેણે વાલા બારવટીયાની ઓરતને રાખેલી. એ લંપટને મામદ મોવર નામે વાલાના પિત્રાઇએ દગાથી માળીયાની ઉગમણી દિશાએ ચીખલી અરડૂસરના રણમાં ઠાર માર્યો. એ ખૂન વાલા મોવરે પોતાના શિર પર ઓઢી લીધું અને પોતે બહાર નીકળી ગયો.

૩. વાલો ચોર હતો. તેથી માળીયાની બહાર નીકળવા માટે એને થાણુદારની રજા લેવી પડતી. ખાન સાહેબ નામથી ઓળખાતા પારસી થાણુદાર હતા તેની પાસે રજા માગવા જતાં થાણદારે પુછ્યું કે

" તું ભાગી જા તો ? "

થાણુદાર પાસે મામદ નામનો વાલાનો પિત્રાઇ બેઠેલો એણે કટાક્ષ કર્યો કે "સાહેબ, વાલો ભાગે તો એને મારી બાયડી જઇને ઝાલી આવે. બિચારો વાલો શું ભાગતો' તો ? "

"ઠીક ત્યારે, મોકલજે તારી બાયડીને ઝાલવા." એમ બોલી વાલો ઘેરે આવ્યો અને મામદ ફરવા નીકળ્યો ત્યારે એને ઠાર માર્યો.

આ ઉપરથી એટલો સાર નીકળે છે કે મીયાણા વાલા મોવરનું બારવટું કોઇ રાજ તરફના અન્યાયમાંથી ઉભું ન્હોતું થયું, પણ ઓરતોની લંપટતામાંથી જ પરિણમ્યું હતું. વાલો ચોરીઓ કરતો, અને ચોરીના સાહસમાં જ એનો એક હાથ ઠુંઠો થયો હતો એ વાત પણ ચોકસ છે.]



# વાલો નામોરી

નામોરીનો નર છે વંકો
રે વાલા ! તારો દેશમાં ડંકો

ભુજવાળાનું ગામ તેં ભાંગ્યું ને ફોજું ચડીયું હજાર
ઉંટ ઘોડાં તો આડાં રે દીધાં ધીંગાણું કીધું ધરાર
—નામોરીનો૦

વાગડ દેશથી ઉતર્યો વાલો આવ્યો હરિપર ગામ
ડુંગર મોવરને જીવતો ઝાલ્યો હૈયામાં રહી ગઈ હામ
—નામોરીનો૦

જસાપરમાં તો જાંગીના દીધા આવ્યા મૂળીપર ગામ
ઓચીંતાના આવી ભરાણા મરાણો મામદ જામ
—નામોરીનો૦

ખરે બપોરે પરિયાણ કીધાં ને ભાંગ્યું લાખણપર ગામ
વાંકાનેરની વારૂં ચડિયું નોતો ભેળો મામદ જામ
—નામોરીનો૦

માળીએ તારૂં બેસણું વાલા કારજડું તારૂં ગામ
ટોપીવાળાને તેં જ ઉડાવ્યો કોઠાવાળાના કલામ
—નામોરીનો૦

મુંબઈ સરકારે તાર કીધા ને ફોજું ચડીયું હજાર
નાળ્યું બંધૂકું ધ્રૂશકે છૂટે તોય હાલ્યો તું ધરાર
—નામોરીનો૦

વાલો મોવર જોટા છાતીએ લેવા સાતસો કુમ પર જાય
રંગ છે તારાં માતપિતાને અમર નામ કહેવાય
—નામોરીનો૦

નથી લીધો તારો ઢીંગલો વાલા નથી લીધું તારૂં દામ
જાવેદ કોળીએ રાસડો ગાયો રાખ્યું નવેખંડ નામ
—નામોરીનો૦



# ચાંપરાજ વાળો



ચલાળા ગામમાં એક કાઠીને ઘેર કારજનો અવસર છે. ભેળા થયેલા મહેમાનોમાં ચરખેથી ચાંપરાજ વાળો આવેલ છે, અને ટીંબલેથી હાથીઓ વાળો ને જેઠસૂર વાળો નામે બેય ભાઈ હાજર થયા છે. ચારસો પાંચસો બીજા કાઠીઓ પણ વાળાકમાંથી, પાંચાળમાંથી ને ખુમાણ પંથકમાંથી આવ્યા છે. એવો અડાબીડ દાયરો ડેલીએ બેઠો છે, તે વખતે જુવાન ચાંપરાજ વાળાએ વાત કાઢી:—

"આપા હાથીઆ વાળા! ઠીક થયું, તમે આંહી જ મળી ગયા. મારે ટીંબલાનો આંટો મટયો."

"ભલે, ભલે, બા ચાંપરાજ, બોલ્ય, શું કહેવું છે?"

"કહેવું તો એટલું જ. કે અમારી રૂપદેબાઈ બે'નને રોટલા પાણીનું દુઃખ શીદ દ્યો છો? એની જીવાઈ કાં ચૂકવતા નથી? બેનડી બિચારી ચરખે આવીને રાતે પાણીએ રોતી'તી!"

આટલા બધા ન્યાતીલાઓની વચ્ચે ચાંપરાજ વાળાએ પોતાની ફુઈની દીકરીને ટીંબલાના પિત્રાઈઓ તરફથી મળતાં દુઃખની વાત ઉચ્ચારતાં, ટીંબલાના બન્ને ગલઢેરાને પોતાની ઈજ્જત જતી લાગી. જેઠસૂરે અરણા પાડા જેવો કાંધરોટો ફેરવીને જવાબ દીધો.

"આપા ચાંપરાજ વાળા, તું તે આંહી તારી ફુઇની દીકરીને જીવાઇ અપાવવા આવ્યો છો, કે કારજે આવ્યો છો ?"

"બેય કરવા, આપા જેઠસૂર ! એના ચોરાશી ગામના વારસદાર ધણી માત્રા વાળાને મોજડીયુંમાં ઉંટીયું ઝેર દઇને એક તો મારી નાખવો, અને પછી આ રંડવાળ કાઠીઆણીને રોટલાનું બટકું ય ખાવા ન દેવું, એ કાંઇ કાઠીની રીત કેવાય ? જીવાઇ તો કાઢી આપવી જોશે બા !" ચાંપરાજ ટાઢે કોઠે બોલતો ગયો.

"તારે કહેથી જ કાંઇ જીવાઇ નીકળી જાય છે, ચાંપા ?"

"તો પછી મારે ચાઇને ટીંબલાનો આંટો ખાવો જોશે"

"તો ભલે બા ! ખુશીથી આવવું."

"તો આજથી સાતમે જમણ્ તમે સાબદાઇમાં રે'જો."

એમ સામસામી વચનની બરછીઓ વછૂટતાં જ સહુને ફાળ પડી કે મામલો હાથ બહાર વહ્યો જાશે, એટલે ઘરનો ધણી ઉઠીને પાઘડી ઉતારી બેય પક્ષ વચ્ચે ઉભો રહ્યો. બેયને ઠાર્યા. પણ પછી કારજમાં ચાંપરાજ વાળાને કાંઇ સ્વાદ ન રહ્યો. રેંઢો થયો ને તડકા નમ્યા, એટલે ઘોડે ખડીયા નાંખી ચાંપરાજ વાળાએ રાંગ વાળી. રવાના થાતાં થાતાં કહ્યું કે "આપા હાથીઆ વાળા ને જેઠસૂર વાળા ! સાબદાઇમાં રે'જો હો. સાત જમણે અમે નક્કી આવશું."

પોતાના કુટુંબની એક નિરાધાર કાઠીઆણીનો પક્ષ લેવા માટે એટલા ચકમક ઝેરવીને ચાંપરાજ વાળો ચરખે આવ્યો. બે દિવસ વીતી ગયા પછી એના ચિત્તમાં વિચાર ઉપડ્યો કે "બોલતાં બોલાઇ તો ગયું, પણ હવે ચડવું શી રીતે ? ટીંબલાના જણ્ છે જાડા, એને કેમ કરીને પહોંચાશે ?"

"બાપુ, વિચારમાં કેમ પડી ગયા છો ?" ચાંપરાજના મકરાણી જમાદારે વાત પૂછી.

"જમાદાર, ટીંબલા માથે ચડવાની જીભ કચરાઇ ગઇ છે."

"તે એમાં શું બાપુ ? આંટો ખાઇ આવશું. કયે જમણે ?"

"દિતવારે"

"ઠીક. પણ મને લાગે છે બાપુ, કે કદાચ ટીંબલાવાળાએ માન્યું હશે કે ચાંપરાજ વાળો થુક ઉડાડી ગયો. બોલ્યું પળશે નહિ. એમ સમજીને હાંસીમાં કાઢી નાખશે. અને તૈયારીમાં નહિ રહે· માટે પ્રથમથી ખબર દઇ મોકલીએ."

એ રીતે પ્રથમથી સમાચાર મોકલાવ્યા કે "દિતવારે આવીએ છીએ." પણ ટીંબલાના દાયરામાં સામત વાળો નામે એક ગલઢેરો હતો. ચાંપરાજ વાળાને અને સામત વાળાને જળ–મીન જેવી પ્રીત : આની તરવાર આ બાંધે અને આની આ બાંધે, એવા મીઠા મનમેળ : ચાંપરાજે એ ભાઇબંધને કહેવરાવ્યું કે "સામતભાઇ, તું ભલો થઇને દિતવારે ઘરે રહીશ મા."

માંડવડેથી કાંધો વાળો, વરસડેથી બીજો કાંધો વાળો, વગેરે પોતાના વળના જે મોટામોટા કાઠી હતા તેને ટીંબલાવાળાએ શનિવારે સાંજથી જ બોલાવીને ભેળા કર્યા. રવિવારે સવારે આખા દાયરાએ હથીઆર પડીઆર બાંધીને ચોરે બેઠક કરી, બરાબર આ બાજુથી કસુંબાની ખરલો છલોછલ ભરાઇને પ્યાલીઓમાં રેડી પીવાની તૈયારી થઇ, ગઢમાં ઉના રોટલા, ગોરસ અને ખાંડેલ સાકરના ત્રાંસ ભાતલાં પીરસવા સારૂ તૈયાર ટપકે થઇ ગયાં, અને બીજી બાજુ ગામને પાદર ચાંપરાજ વાળાના મકરાણીઓની બંદૂકોના ભડાકા સંભળાયા. સબોસબ ! કસુંબા પડતા મેલીને કાઠીઓ ચોરેથી નીચે કુદ્યા. તરવારોની તાળી પડી અને ધાણી ફુટે તેમ બંદૂકોમાંથી ગોળીઓ વછૂટી. માંડવડાનો કાંધો વાળો અને વરસડાનો બીજો કાંધો વાળો ટીંબલાની બજારમાં કામ રહ્યા, અને બાકીના કેક કાઠીઓ પાછલી બારીએથી પલાયન થઇ ગયા.

ચાંપરાજ વાળાનો દાયરો ચોરા માથે ચડે ત્યાં તો કસુંબલ અમૃતની છલોછલ ખરલો ભરેલી દીઠી. માણસોએ પૂછ્યું "બાપુ, લેશું કસુંબો ?"

"હા બા, એમાં શું ? બાપના દીકરાનો કસુંબો છે ને !"

સહુ શત્રુના ઘરનો કસુંબો લઇને પછી દરબારગઢ ઉપર ગયા.

"ખબરદાર!" ચાંપરાજે પોતાના સંગાથીઓને ચેતાવ્યા. "આપણે ગામ લૂંટવા નથી આવ્યા, બ્હેનને જીવાઇ કઢાવી દેવા આવ્યા છીએ, એટલું ભૂલશો મા કોઇ."

એટલું બોલીને ચાંપરાજ ડેલીએ દાખલ થાય ત્યાં બે બુઢ્ઢા કાઠી ચોકીદારોને ઉઘાડી તરવારે ઉભેલા દીઠા.

"ડોસલ્યો! ખસી જાવ." ચાંપરાજે શીખામણ દીધી.

રૂપાનાં પતરાં જેવી ધોળી દાઢી, મૂછ ને પાંપણોવાળા કાઠીઓ બોલ્યા "ખસી ગયે તો સાત જન્મારાની ખોટ બેસે આપા ચાંપરાજ વાળા! અને ચાંપરાજ વાળો ઉઠીને આ ટાણે અમને ખસવાનું કહે છે?"

"અરે ડોસલ! આંહીં દીકરાના વીવા નથી, તે તાણ્ય કરવા બેસીએ? માટે ખસો, નીકર ધોળાંમાં ધૂળ ભરાણી સમજજો!"

ધોળાં ધોળાં નેણ ઉંચાં ચડાવી, ધોળી પાંપણોને અરધીક ઉઘાડી, પાણીદાર અને પલળેલી આંખો તગમગાવી, બન્ને બુઢ્ઢાએ બુઢ્ઢાપાની ધ્રૂજતી ગરદનો ટટ્ટાર કરતાં કરતાં જવાબ વાળ્યો કે "ચાંપરાજ! ધોળામાં ધૂળ તો આજ ખસી ગયેથી ભરાઇ જાય, ને ડોકાં ધરતી માથે રડયે તો અટાણે અમારે સરગાપરની વાટ ઉઘડી જાય. માટે તું તારે જે કરતો હો ઇ કર, ને અમને ય અમારૂં મનધાર્યું કરવા દે. અમારા ઘડપણની ઠાલી દયા ખાઇશ મા, મલકના ચોલટા!"

એમ કહીને બેય બુઢ્ઢા ધાએ આવ્યા. બેય સોનાનાં ઢીમ સરીખા નોકરોને ઢાળી દઇને ચાંપરાજ વાળો દરબારગઢની અંદર ચાલ્યો.

ઓરડે જાય ત્યાં ઉંચી ઉંચી ઓસરીને કાંઠે રૂપબાઇ ઉભેલાં. રૂપબાઇએ વીરનાં વારણાં લીધાં. ચાંપરાજ બોલ્યો કે "બ્હેન, તમારે જે કાંઇ લૂગડાં લતાં, દર દાગીનો અને ઘરવખરી લેવી હોય તે નોખી તારવી લ્યો."

ગાડાં આવીને હાજર થયાં એમાં રૂપદેબાઇનો માલ ભરાયો. અને એક માફામાં રૂપબાઇને બેસાર્યાં. ત્રણ કાઠી અસવારોને ચાંપરાજ વાળે હુકમ કર્યો કે

"બેનની સાથે જાવ. જો રસ્તે ક્યાંય ટીંબલાવાળા આડા ફરે તો ત્યાં ને ત્યાં કટકા થઇ જજો. વાવડ દેવા ય પાછા વળશો મા."

"બાઇયું, બેન્યું!" ગઢની કાઠીઆણીઓને ચાંપરાજે હાથ જોડીને કહ્યું, "તમે કોરે ખસી જાવ. અને તમારા દાગીના કાઢી દો. રૂપદેબાઇની ચડત જીવાઇ પણ ચુકવવી જોશે."

હાકલ પડતાં જ, કાઠીઆણીઓ પોતાની કાયા માથેથી એક-એક દાગીના ઉતારી ઢગલો કરવા મંડી. અને ચાંપરાજ વાળો આઘેરો જઇ ઉભો રહ્યો. ત્યાં એક બાઇએ ચાંપરાજ વાળાના અસવારને કહ્યું

"ભાઇ, કડલાં સજ્જડ ભીડાઇ ગયાં છે, નીકળતાં નથી."

"તો કાપવો પડશે પગ!"

ત્યાં તો ગઢની પછીત પાછળથી "હેં......! પગ કાપવો છે!" એવી ત્રાડ સંભળાણી. અને ઉઘાડી તરવારે એક પડછંદ આદમી છલંગ મારીને દોડતો આવ્યો.

"કોણ સામત!" ચાંપરાજ વાળે ચકિત થઇને પૂછ્યું.

"હા બાપ, હું સામત! મને તેં ઓળખ્યો બેરૂ? ના ના, સાચી ઓળખ નો'તી પડી!"

"અરે સામત! તું હજી આંહી?" એમ કહી ચાંપરાજ વાળો આડો ફર્યો.

"હું આંહી ન હોત તો મારે કપાળે કાળી ટીલી ચોંટત. પણ હું વખતસર ચેત્યો. ચાંપરાજ! લે, હવે ઝટ તરવાર લે."

"સામત! સામત!"

પણ સામત વાળો ન માન્યો. તરવાર લઇને હનુમાન જેવો છલંગ દેતો આવ્યો. ત્યાં તો ચાંપરાજનું આખું કટક

એને વીંટાઇ વળ્યું. ફડોફડ ઝાટકા પડયા "અરે હાં ! હાં ! રેવા દો !" એમ ચાંપરાજ બોલતો રહ્યો, ત્યાં તો સામત વાળાના રામ રમી ગયા.

"કોપ કર્યો. સામતને મારવો પડયો !" એમ બોલતાં બોલતાં ચાંપરાજ વાળાના અંતરમાં બહુ વસમું લાગ્યું. પણ ત્યાં તો ટાણું સારી રીતે થઇ ગયું. એટલે આખું કટક અમરેલીની ફોજની બીકે ચાલી નીકળ્યું. ત્યાંથી જ પરબારો ચાંપરાજ વાળો બારવટે નીકળી ગયો.

૨

ઘોડાના પગમાં ઘૂઘરા, સાવ સોનેરી સાજ
લાલ કસુંબલ લુગડાં, ચરખાનો ચાંપરાજ

ગિરમાં ડેડાણ અને ખાંભાની પડખે, ડુંગરીયાળ પ્રદેશમાં એક નાનો પણ વંકો ડુંગર છે, જેનું નામ છે ભાણીઆનો ડુંગર. એ ડુંગરની એક બાજુ કેડો છે, અને ત્રણે બાજુ ઘટાટોપ ઝાંખરાં ઝાડવાં જામી પડયાં છે. ભાગતાં ભાગતાં ચાંપરાજ વાળાએ આ ભાણીઆના ડુંગર માથે ઓથ લીધી. એક પોતે, અને નવ પોતાના પગારદાર મકરાણીઃ એટલા જણે ડુંગર માથે ચડીને મોરચા ગોઠવ્યા. થોડીક વારમાં તો ધારી અમરેલીની ગાયકવાડી ગીસ્તે આવીને ડુંગરને ઘેરી લીધો.

મકરાણીનો જમાદાર બોલ્યો "બાપુ, આ ધાંસીયો પાથરી દઉં છું તેના ઉપર તમે તારે બેસી રહો, અને અમને બંધુકું ભરી ભરીને દેતા જાવ. ભડાકા તો અમે જ કરશું."

દસે બંદૂકો એક પછી એક ભરી ભરીને ચાંપરાજ વાળો આપતો જાય છે અને મકરાણીનો જમાદાર "બાપુ, બીજારૂં છું હો" એમ કહીને, ડુંગર ઉપર ચડવા આવનારાઓને ફૂંકતો જાય છે. એમ થાતાં થાતાં તો બે જુવાન મરણીયા અંગ્રેજ અમલદારોને હાથમાં બંદૂકો લઇને ડુંગર ઉપર ચડતા જોયા.

"બાપુ!" જમાદાર બોલ્યો, "બે ગોરા હાથના આંકડા ભીડીને ચડયા આવે છે. ઉડાડું?"

"ના ભાઇ, ગોરાને માથે ઘા રે'વા દેજે."

"પણ બાપુ, ઇ તો આ પોગ્યા. અને હમણાં આપણને ધબી નાખશે."

"ઠીક ત્યારે ઉડાડ. થાવી હોય તે થાશે!"

મકરાણીની બંદૂક વછૂટી. અને એની ગોળી બેમાંથી એક અંગ્રેજના માથાની કાછલી તોડતી ગઇ.

વીકે સરવૈયા વાઢીઆ રણુગેલા રજપૂત
ભાણીઆને ડુંગર ભૂત, સાહેબને સરજ્યો ચાંપરાજ

[વીકાએ તો સરવૈયા રજપૂતોને વાઢયા. પણ હે ચાંપરાજ! તેં તો ભાણીયાના ડુંગર ઉપર સાહેબને અવગતિએ મારીને ભૂત સરજાવી દીધો.]

ડેરે ઓકાસાં દીયે, કાઠી મહયસું કોય
જગભલ સા'બ જકોય, ચૂંથી નાખ્યો ચાંપરાજ

[સાહેબની મડમો એના ડેરા તંબુઓમાં વિલાપ કરે છે. કેમકે તેં તો જે કોઇ સાહેબને દીઠો તેને ચુંથી નાખ્યો છે.]

તેં દીધી ફકરા તણા એવી ભાલાની આણ
મધ ગરમાં મેલાણ, સાહેબ ન કરે ચાંપરાજ

[ફકીરા વાળાના પુત્ર! તેં તો ગિરની અંદર તારા ભાલાની એવી હાક બેસારી દીધી છે કે કોઇ ગોરો સાહેબ મધ્ય ગિરમાં મુકામ કરી શકે તેમ નથી.]

ગોરાનું લોહી છાંટતાં તો હાહાકાર વાગી ગયો. અને ડુંગર ફરતી સાતથરી ચોકીઓ મૂકાઇ ગઇ. ચાંપરાજ વાળો સમજ્યો કે "આમાં જો ઝલાઉં, તો કૂતરાને મોતે મરવું પડે."

ભૂખ્યા ને તરસ્યા બારવટીયા ભાણીયાને ડુંગર ભરાઇ રહ્યા. એમાં એક દિવસ ડેડાણના કોટીલા કાઠીઓએ રાતમાં આવી.

પછવાડેથી ગીચ ઝાડીમાંથી છાનો માર્ગ કરી ચાંપરાજ વાળાને એના નવ મકરાણી સાથે ઉતારી લીધો. પછી કહ્યું કે "હવે મંડો ભાગવા. દેશ મેલી દ્યો."

"અરે બા ! એમ ભાગવા તે કેમ માંડશું ? સહુને સૂરજ ધણીએ બબે હાથ દીધા છે."

એટલું બોલીને ચાંપરાજે મકરાણીઓને લઇ ગાયકવાડનાં ગામડાં ઉપર ત્રાસ વર્તાવવાનું આદરી દીધું. ગામડાંની અંદર લોંટા ઝોંટા કરી ગાયકવાડનાં હાંડા જેવાં રૂડાં ગામડાંને ધમરોળી નાખ્યાં. વાંસે વડોદરાની ફોજો આંટા દેવા લાગી. પણ ચાંપરાજને કોઇ ઝાલી શકયા નહિ. ચાંપરાજ વાળાએ પણ ગામડાંને ખંખેર્યાં પછી, એક દિવસ પોતાના સાથીઓને વાત કરી "ભાઇ, હવે તો ઘેંસનાં હાંડલાં ફોડી ફોડીને કાંઇ ગયા છીએ. હવે તો દૂધ ગોરસ માથે મન ઘોડે છે."

"એટલે શું ચાંપરાજ વાળા ! અમરેલી ધારીને માથે મીટ મંડાય એવું નથી હો ! પલ્ટનું ઉતરી પડી છે વડોદરેથી."

"પણ અમરેલી ધારીની ભર બજારું વચ્ચે નીકળીએ, મોટીમોટી ફાંદુંને માથે હાથ ફેરવતા શેઠીયા બેઠા બેઠા જોતા હોય, આપણે હેમની લગડીયું ને કીનખાપના તાકા ફગાવી ફગાવીને મારગ શણગારતા હોઇએ, એવો મઝો કયાંઇ થવો છે બા ? સંચોડી ગાયકવાડી જ આંહી ઉતરી આવે તોય કાંઇ મોજ જાવા દેવાય છે ? માટે હાલો અમરેલી. દેવમુનિ જેવાં ઘોડાં રાંગમાં છે એટલે રમવાનું ઠેપ પડશે બા ?"

કોઇ પણ રીતે ચાંપરાજ ન માન્યો. અને અમરેલીની વડી ને ઠેબા બન્ને નદીઓનાં પાણીમાં ઘોડીઓને ઘેરવી, સમી સાંજના સૂરજને સમરી માળા ફેરવી, ને દીવે વાટયું ચડતી વેળાએ ગામના કાળા કાળમીંઢ પત્થરના ગઢકિલ્લાનાં બારણાં તોડવાં, એવો મનસૂબો કર્યો.

અમરેલી આવછ અભંગ, ભડ રમવા ભાલે
(તે દિ') મરેડીયું રંગમોલે ચાંપાને જોવા ચડે.

[ એ શુરવીર ચાંપરાજ ! તું ભાલાંની રમત રમવા અમરેલી ગામની બજારોમાં દાખલ થાય છે, ત્યારે તને નિરખવા માટે, ઉંચી મ્હેલાતોમાંથી મરાઠા અધિકારીઓની સ્ત્રીઓ ડોકાં કાઢી રહી છે. ]

બીજે દિવસે પણ અમરેલીની બજારો ઉજ્જડ થવા લાગી. ચાંપરાજને ભાલે ભલભલા જવાનો વીંધાવા મંડ્યા. અને ચોરીનો અઢળક માલ ચરખા ભેળો થવા લાગ્યો.

દખણી ગોવિંદરાવ ડરે, રંગમોલમાંય રાડય
કાઠી નત્યો કમાડ, ચોડે બરછાં ચાંપડા

[ ગોવિંદરામ નામનો સૂબો (અથવા તો મહારાજા ગોવિંદરાવ ગાયકવાડ) ચાંપરાજના ભયથી મુંઝાવા લાગ્યો. રાજમહેલમાં બુમો પડે છે. કેમકે ચાંપરાજ વાળો છેક કમાડ ઉપર બરછી મારીને ચાલ્યો જાય છે. ]

* ચાંપા ફ્કરા સિંહરા, રંગ થોભા ત્રજરાણ
બરોદરે-ભડ બંકરા, પાડયો ધવે પઠાણ

[ સિંહ સરખા કાઠી ફ્કીરા વાળાના પુત્ર ચાંપરાજ વાળા ! કાઠીની ત્રણે પરજો (ખાચર, ખુમાણ, વાળા)ના રાણા ! રંગ છે તારા થોભાને ! કેમકે તેં તો હે બંકા મરદ ! વડોદરાની બજારમાં જઇ ગાયકવાડના પઠાણ કોમના લશ્કરી અમલદારને ધબ્બો મારીને ધૂળ ચાટતો કરી દીધો. ]

૩

કલપ દીધેલ જાંબુવરણા ધાટા થોભાવાળો એક આદમી એકલ ઘોડે એક ઉંડા વોંકળાની ભેખડની ઓથે બેઠો છે. બાજુમાં ઘોડી હમચી ખુંદી રહી છે. અને 'ધીરી બાપા ! ધીરી રેશમ !' એવે સ્વરે ઉતાવળી થાતી ઘોડીને ટાઢી પાડતો પાડતો અસવાર, પોતાના ખડિયામાંથી ખરલ કાઢીને કસુંબો ઘુટે છે. રૂપાની પ્યાલીના ઝગારા પાણીમાં પ્રતિબિમ્બ પાડે છે. ભમ્મર ભાલો, ભેખડને થડ ટેકવેલ છે, તે તરવાર તો પૂજાના પુષ્પ જેવી સન્મુખ જ પડેલ છે. સૂરજ મહારાજ સોનાવરણા થઇને આભમાં ઝપાટથી એનો સાત ઘોડાનો રથ હાંકવા મંડ્યા છે.

* આ દુહો એમ બતાવે છે કે ચાંપરાજ વાળો વડોદરાની લુંટ કરવા પણ ગયો હશે.

" રંગ હો ! રંગ હો ! રંગ હો સૂરજ રાણ ! " એમ ત્રણ વાર કસુંબો ઉગમણી દિશામાં છાંટીને જેમ અસવારે ત્રણ રંગ દીધા, તેમ વોંકળાની ભેખડ ઉપરથી ગીસ્ત ઉતરી : મોખરે મોટા દાઢીમૂછાળા આગેવાનો : પચીસ પચાસ ઘોડેસવારો : અને સોએક પગપાળા બરકંદાજો !

"એ આવો બા આવો ! કસુંબો પીવા ઉતરો !" એમ ભેખડને થડ બેઠેલા એકલ આદમીએ આગ્રહ કર્યો.

"ઉતરાય એમ તો નથી ભાઇ ! મરવાનું યે વેળુ નથી. " એમ ગીસ્તના મોવડીએ જવાબ દીધો.

"કાં ? એવડું બધું શું છે ?"

"આ ચાંપરાજ વાળો અમરેલી ભાંગીને જાય છે, એને અધરાતના ગોતીએ છીએ."

'અરે ભાઇ ! મારૂં ગામ પણ ચાંપરાજે આજ રાતમાં જ ભાંગ્યું છે. હું ય અમરેલી જાહેર કરવા જાતો'તો. ચાંપરાજે તો અરેરાટ વર્તાવ્યો છે. પણ શું કરીએ ? કસુંબો પાધા વન્યા કાંઇ છૂટકો છે ? ઉતરો ઉતરો બા ! આથમ્યા પછી અસર નહિ ! "

ગીસ્તને તો એટલું જ જોતું હતું. ઉતર્યા. ધાસીયા પથરાયા. મ્હોં ધોઇને કોગળા કર્યા. કસુંબો પીધો. પછી એકલ આદમીએ વાત છેડી :

" હે બા ! આમાં તમને કયાંઇક ચાંપરાજ ભેટયો હોય તો શું કરો ? "

ગીસ્તનાં માણસો અડખેપડખે જોવા લાગ્યા.

" સાચું કહું દરબાર ? " મુખ્ય માણસ બોલ્યો.

" હા, કહો ! "

" પ્રભાતનો પહોર છે. મ્હોંમાં પારકો કસુંબો છે. સાચું કહું છું કે અમે એને ફક્ત રામ રામ કરીને તરી જાઇએ."

"કાં? સરકાર રોટલા પૂરે છે ઇ શેના?"

"એ ભાઇ! ચાંપરાજ વાળો બારવટે નીકળ્યો છે એટલે જ સરકાર આટલી મોટી ફોજને રોટલા આપે છે. કાલ્ય જો ચાંપરાજ વાળો સોંપાઇ જાય, તો આ તમામ અચ્ચરવાળ માણસોને નોકરીમાંથી રજા મળે. માટે સારા પ્રતાપ ચાંપરાજ વાળાના બારવટાના!"

એકલ આદમીએ આ જવાબ સાંભળીને મ્હોં મલકાવ્યું. ખડીયામાંથી ડાબલો કાઢયો. ડાબલામાં સોના મહોરો ભરી હતી. ગીસ્તના અફસરના ખોળામાં ડાબલો મૂકી દીધો.

"આ શું?" જમાદાર ચમકયો.

"આ તમારી જીભ ગળી કરવા માટે."

"કાં?"

"તમે દુવા દીધી માટે."

"કોણ? ચાંપરાજ વાળો તો નહિ?"

"હા, એ પોતે જ. હયો હવે રામરામ છે."

એટલું કહી ચાંપરાજે છલંગ દીધી. પલકમાં ઘોડી ઉપર પહોંચ્યો. માણસો જોતા રહ્યા, અને ચાંપરાજે સામી ભેખડ પર ઘોડી ઠેકાવી.

૪

"હવે?" ચાંપરાજ વાળાએ મકરાણી જમાદારને કહ્યું "હવે શું કરવું? આ ગોરાનું ખૂન ગડગડે છે. ધરતી આપણને કયાંય સંઘરતી નથી."

"તો બાપુ, હાલો મારા મલકમાં-મકરાણમાં."

"ત્યાં શું કરશું?"

"ત્યાં તું મારો ઠાકર ને હું તારો ચાકર."

"પણ ત્યાં જઇને મારૂં નામ શું રાખવું?"

"નામ તો સુલેમાન આસમાન!"

"તો મારે એ બાપના નથી થાવું. તું તારે તારાં માણસો લઇને ચાલ્યો જા ભાઇ! મારે વળી સૂરજ ધણીનું ધાર્યું થશે."

મકરાણીને માલીકથી નોખા પડવું બહુ વસમું તો લાગ્યું, પણ ઇલાજ નહોતો. નવે જણા બીમારે ભોજ ખાચરની ડેલીએ ગયા અને ચાંપરાજ વાળો એક બે કાઠીઓને લઇ જેપુર-માળવાને માથે ઉતરી ગયો.

૩

એક દિવસ કચારીની અંદર જેપુર મહારાજની નજર આઘે આઘેના ખુણામાં બેઠેલા એક આદમી માથે મંડાઇ ગઇ છે. માથેથી ગોથું ખાઇને પાછા વળેલા દાઢીના કાળા કાતર્યા : ઉજળો, કંકુવરણી ઝાંય પાડતો મ્હોંનો વાન : ભેટમાં કટારી : ડોકમાં માળા : એવો ચોકખો ચારણનો દિદાર હોવા છતાં મહારાજે એના મોરામાં કંઇક નોખા જ અક્ષરો વાંચ્યા. મહારાજે હુકમ કર્યો કે "ઓલ્યા આદમીને આંહી લાવો તો!"

એ આદમીએ મહારાજની ગાદી સામે આવીને નીચા ઝુકી સલામ કરી.

"કેવા છો?" મહારાજે પૂછ્યું.

"ચારણ છું"

"ક્યાં રે'વાં?"

"કાઠીઆવાડમાં."

વિચાર કરીને મહારાજ ઉભા થયા. "ગઢવા આંહી આવજો તો!" એમ કહી, એ આદમીને તેડી પાસેના ઓરડામાં ગયા. જઇને એકાંતે પૂછ્યું

"તમે ગઢવા નથી. ચારણ કોઇ દિ' સલામ ન કરે. ઓવારણાં લ્યે. માટે તમે વેશધારી છો. બોલો કોણ છો?"

"કાઠી છું."

"નામ?"

"ચાંપરાજ વાળો."

"ચાંપરાજ વાળા, તમારે માથે ગોરાનાં ખૂન છે. અને અટાણે સરકારની બેસતી બાદશાહી છે. તમે આંહી રહો તો જેપુરની ગાદીને જોખમ છે. માટે નીકળી જાઓ. નાણું જોવે તેટલું ખુશીથી લઇ જાજો."

૪

ત્યાંથી ચાંપરાજ વાળાનાં અંજળ ઉપડ્યાં. નીકળીને એ માગ-ચામાં આવ્યો : જ્યાં અજર મે' ઝર્યા કરે છે; અને જે 'રાંકનો માળવો' કહેવાય છે, એવા એ રસાળ મુલકમાં ચાંપરાજ વાળો ચારણ વેશે હાવા ગામના એક પટેલને ઘેરે સંતાઇ રહ્યો. પોતાની વ્હાલપભરી ખાતર બરદાસ્ત કરનારા પટેલને ચાંપરાજ વાળાએ કાયમ કોઇ ઉંડી ચિંતામાં રહેતો દીઠો. તેથી એક દિવસ પૂછ્યું કે

"પટેલ, પેટમાં આવડું બધું દુઃખ શું ભર્યું છે?"

"ગઢવી. તમને કહીને શો સાર કાઢું? જીભ કચરીને મરી જવા જેવો મ મનો ઉભો થયો છે. કહેવાની વાત નથી રહી."

"પણ શું છે? મ્હોંમાંથી ફાટી ગરને!"

"આ ગામના દરબારનો સાળો મારા દીકરાની વહુને રાખીને બેઠો છે. રોજ આંહી મારા ઘરમાં આવે છે, ને ઘરાક એક પહોર રાત રહે છે."

"ઠીક, આજ આવે ત્યારે મને ચેતવજો."

એ જ રાતે એ ફાટેલ સાંઢ જેવા કામીને ચાંપરાજ વાળે ઠાર માર્યો. અને ત્યાંથી પણ ચાલી નીકળ્યા.

મારગે એક બીજું ગામ આવ્યું. ચાંપરાજ વાળાની શોધ તો ચોમેર ચાલતી જ હતી. અને ગામેગામ એના શરીરની એંધાણીઓ પણ પહોંચી ગઇ હતી. એ એંધાણીએ આ ગામના ઠાકોરે પોતાના પાદર ઉભીને ચાંપરાજ વાળાને દીઠો. દેખતાં જ એને વ્હેમ આવ્યો. ક્યાં રહેવું? ક્યાંથી આવો છો? એવી પૂછપરછ કરતા કરતા ઠાકોરે ચાંપરાજ વાળાની થડમાં ગયા.

ઘોડીની લગામ ઝાલીને આગ્રહ કરવા મંડયા કે "એ બા ! ઊતરો, ઊતરો, રોટલા ખાઈને પછી ચાલજો."

બન્નેની વચ્ચે રકઝક ચાલવા મંડી. ચાંપરાજ વાળાને તો આવી રીતની પરોણા ચાકરી ઠેકઠેકાણે મળતી હોવાથી કાંઈ કાવત્રું હોવાનો વ્હેમ જ ન આવ્યો. પણ પડખે એક ચારણ ઊભેલો હતો તેણે એક કાગડા સામે કાંકરો ફેંકીને કહ્યું કે

"ઉડી જાજે કાગડા !"

એ વેણ કાને પડતાં જ, ચાંપરાજ વાળો સમસ્યા સમજી ગયો. ઘોડીને હાબી, ઝોંટ મારીને ઠાકોરના હાથમાંથી લગામ છોડાવીને ભાગ્યો. પણ ડગલે પગલે એણે પોતાના મોતના પડછાયા ભાળ્યા.

*

ગુજરાતમાં ભમતાં ભમતાં એક ચારણને મુખેથી ચાંપરાજે સમાચાર સાંભળ્યા કે

"ચાંપરાજ વાળા, તમે તો રઝળો છો, પણ મૂળુભાઈ ઉપર સરકારે બહુ ભીંસ કરવા માંડી છે. એનો ગરાસ જાવાનો થયો છે. તમારી લુંટફાટનાં ઢોલ આખી કાઠીઆવાડમાં વાગી રહ્યા છે."

સાંભળીને ચાંપરાજ વાળો ઝંખવાણો પડી ગયો. બારવટે નીકળ્યા પહેલાં એની લૂંટફાટની બૂમ એટલી બધી વધી હતી કે સરકારે એની સારી ચાલચલગતના હામી માગ્યા હતા. એ સમયે જેતપુર દરબાર મૂળુ વાળા હામી થયા હતા. ચાંપરાજ વાળાને સાટે એણે પોતાનાં તમામ ગામ ખાલસા થવાનો કરાર સરકારને કરી દીધો હતો. એટલે અત્યારે મૂળુ વાળા ઉપર સરકારનું આકરું દબાણ ચાલી રહ્યું હતું.

"મારે પાપે જો મૂળુભાઈનો ગરાસ ખાલસા થશે તો તો ધૂળ થઈ જાશે મારું મોત બગડશે માટે હવે તો જઈને મૂળુભાઈને હાથે જ સરકારમાં સોંપાઈ જાઉં."

એવે વિચારે ચાંપરાજ વાળાએ કાઠીઆવાડ ભણી ઘોડી મેલી. એક દિવસ ઝાલર ટાણે અંધારામાં ભાભલા બોર

ગામડાંને પાદર તળાવને આરે ચાંપરાજ વાળો પોતાના અસવારો સાથે ઘોડાંને પાણી પાવા ઊભો છે, ત્યાં બાજુમાં જ એક અસવાર પોતાના વેલર ઘોડાને પાણી પાવા આવ્યો. ચાંપરાજની પાછળ ફરનારી પલટનનો જ એ અસવાર છે : એની નજર તારોડીયાને અજવાળે ચાંપરાજના ચહેરા ઉપર પડી. એને બરાબર બારવટીયાની અણસાર ગઇ. ઝબ ! દઇને એણે ચાંપરાજ વાળાની ઘોડીની લગામ ઝાલી.

"કેમ ભાઇ ! લગામ કેમ ઝાલાછ ?"

"તુમ ચાંપરાજ વાલા !"

"અરે રામ રામ કર, અમે તો ચારણ છીએ."

"નહિ, તુમ ચાંપરાજ વાલા !"

"અરે મેલી દે ભાઇ, નીકર ઠાલો માર ખાઇશ."

"નહિ, તુમ ચાંપરાજ વાલા."

"આ લે ત્યારે, ચાંપરાજને ઝાલવાનું ઇનામ." એટલું બોલી તરવારનું ઝાવું કરીને એણે અસવારનો હાથ કાપી નાખ્યો. ઘોડીની લગામેથી એ અરધો હાથ લટકતો રહ્યો અને ચાંપરાજે ઘોડી હાંકી.

ત્યાં તો ચાંપરાજ વાળો ! ચાંપરાજ વાળો ! પકડો ! પકડો ! એવા રીડીયા થયા. પડખે જ છાવણી પડી હતી તેમાં બ્યુગલ ફુંકાણાં. મારો ! મારો ! મારો ! કરતા વેલર ઘોડાના અસવાર છૂટયા. અને ચાંપરાજ વાળો મુંઝાયો. શા માટે મુંઝાયો ?

તળાવનો ઘેરાવો ઘણો મોટો છે : પાળે ચાલે તો પાછળ આવનારા આંબી લઇ, જુડે મોતે મારે. અને પોતાને તો મૂળુ વાળાના હાથથી રણુ થાવું છે. હવે શું કરવું ?

"હાં !! નાખો ઘોડાં પાણીમાં !" એમ ત્રણે જણાએ પલકવારમાં તો ઘોડાંના ઉગટા, મોવડ, ઝોકડાં ને આગેવાળ ઝેરબંધ ઉતારી લઇ, ધબોધબ તળાવમાં ઝંપલાવ્યું. મગરો તો તેમ ઘોડીઓ વાંસજાળ પાણીમાં શેલારા દઇ વીંધવા માંડી. સડેડાટ

અંધારામાં સામે કાંઠે ઉતર્યા. એમાં પોતાના સંગાથીની ઘોડી થાકીને પાણીમાં ડૂબવા લાગી.

અસવારે બુમ પાડી. "એ ચાંપાભાઇ ! હું રહી ગયો. હુ બુડું છું. હવે રામ રામ છે !"

"અરે રહી તે કેમ જાશે ? રહેશું તો સહુ એક સામટા. માર ઠેકડો ! આવી જા મારી ઘોડીને માથે."

એમ કહી, ઘોડીને પાછી ફેરવી, એ ડુબતા કાઠીને કાંડે ઝાલી ચાંપરાજ વાળાએ એને પોતાની ઘોડી માથે બેલાડયે બેસારી દીધો, ને પછી એણે મૃત્યુલોકનાં વિમાનોને વ્હેતાં કર્યાં.

અંધારી ઘોર રાતમાં છાવણીના અસવારો આસપાસ બધે ગોતી વળ્યા. પણ બારવટીયો તો બંદુકની ગોળી જેવો ! હાથમાંથી છૂટયા પછી હાથ આવ્યો નહિ. આખી રાત ઘોડીઓ બબ્બે અસવારને ઉપાડીને ચાલી નીકળી. પંચાળની ધરતી વીંધીને સોરઠમાં ઉતરી. અને પાછલી રાતનો એક પહોર બાકી હતો ત્યારે, ગીરમાં જેઠસુર વાળાના બોરડી ગામમાં દાખલ થઇ ગઇ.

"ઓહોહો, ચાંપરાજ ભાઇ આવ્યા ! ચાંપરાજ ભાઇ આવ્યા !" એમ જેઠસુર વાળાએ આદરમાન દઇ ચાંપરાજ વાળાને ઢોલીઆ પાથરી દીધા. અને ઘોડીઓને લીલાછમ બાજરાનું જોગાણ મેલાવ્યું.

"બાપુ !" માણસે આવીને કહ્યું "ત્રણમાંથી એક ઘોડી જોગાણ ખાતી નથી. પંથ બહુ આકરો થયો લાગે છે."

"અરે મારી ઘોડી જોગાણ ન ખાય એમ બને ખરૂં ? ભલે ને લંકાનો પંથ કર્યો હોય ! કઇ ઘોડી તું કહે છે ?"

"ધોયેલા (ધોળા) પગ વાળી.

"અરે, ધોયેલા પગ વાળી તો એકેય ઘોડી જ નથી."

એમ બોલતો ચાંપરાજ વાળો ઠાણમાં ગયો. ત્યાં આઘેથી પોતાની જ ઘોડીનો પગ ગોઠણ સુધી ધોળો ફુલ જેવો દેખાયો. પાસે જઇને જોવે ત્યાં તો એના મ્હોંમાંથી અરેરાટી નીકળી ગઇ. એ પગ નહોતો, પણ પગના નળાનું હાડકું જ હતું. સંચોડો

ડાબો જ ન મળે. અને પગના કાંડા સુધીની આખી ખોળ જ ઉતરડાઇને ઉપર ચડી ગયેલી ! પાંચાળમાંથી રાતે નીકળતી વખતે પહાડના પત્થરની ચીરાડમાં ઘોડીનો પગ ચડી ગયો હતો અને પગ ઉપાડતાં જ, ટોપરાનો વાટકો નીકળે તેવી રીતે પગનો ડાબલો તૂટીને છૂટો થયેલ હતો. પણ ઘોડીએ કળાવા જ દીધું નહિ.

" આ હા હા હા ! " ચાંપરાજ વાળાને યાદ આવ્યું, "ડુંગરામાં રાતે એક વાર ઘોડીના પગનો કાંઇક અવાજ મને સંભળાણો'તો ખરો. અને તે પછી ઘોડીનો પગ આખી વાટ સ્હેજસાજ લચકાતો આવતો હતો. પણ આમ સંચોડો ડાબો જ નીકળી ગયો હોવાનું ઓસાણુ તો મને આવે જ શાનું ? "

પગ વગરની જે ઘોડીએ, ત્રણ પગે ચાલીને બે અસવારને ચાલીસ પચાંસ ગાઉ પહોંચાડી દીધા, તેને આજ ગુડી નાખવાનો સમય આવતાં જ ચાંપરાજ વાળાની છાતી ભેદાઇ ગઇ.

ગામની બહાર લઇ જઇને ઘોડીને ઉભી રાખી. એક જ ઘાયે ફેંસલો થઇ જાય તે માટે ચાંપરાજ વાળાએ જોર કરીને ઘોડીને ગળે ઝાટકો ચોંટાડયો. પણ ડોકું પૂરેપૂરૂં ન કપાયું. વેદનાની મારી ઘોડી ભાગી નીકળી. અને ચાંપરાજ વાળાએ જાણ્યું કે "ભુંડી થઇ ! પડખે જ માણેકવાડાની એજન્સીની છાવણી પડી છે. ત્યાં પહોંચ્યા ભેગી જ ઘોડી ઓળખાઇ આવશે, આપણા સગડ લેવાશે અને વચમાં નાહક આ બાપડો જેઠસૂર કૂટાઇ જશે ! "

" બાપ રેશમ ! બેટા રેશમ ! " એમ ચાંપરાજ વાળાએ સાદ દીધો. અને પીડાથી પાગલ બનેલી ઘોડી ધણીનો બોલ સાંભળીને દોડતી પાછી આવી. આવીને માથું નમાવી ઉભી રહી, એટલે બીજે ઝાટકે ચાંપરાજે એની ગરદન ઉડાવી દીધી.

(૬)

**વન ગઈ પાણ્ય વિના જનની કે'તાં જે**
**દોરીને આંપો દેતે માન્યું સાચું મૂળવા**

[ હે મૂળુ વાળા ! કાઠીઆણી જ્યારે ચોરીમાં પરણવા બેસે ત્યારે કાપડું પ્હેરતી નથી, એ વાત આજે, તેં જ્યારે ચાંપરાજને દોરીને સરકારમાં સોંપી દીધો ત્યારે જ મેં સાચી જાની : એટલે કે એવી નિર્લજ્જ માતાના પુત્ર તારા સરખા મિત્રદ્રોહી જ થાય એમાં નવાઇ નથી.]

( આ લગ્ન-પ્રથા સંબંધે એવી કથા કાઠીઓમાં પ્રવર્તે છે કે, "મુસલમાન રાજ્યના કોઇક સમયમાં, દરેક ક્ષત્રિય રાજાની પરણેતરને કોઇ બાદશાહ, પ્રથમની રાતે પોતાના શયનગૃહમાં મોકલવાનો હુકમ કરનો. પછી એ પ્રથા ત્યજીને પાદશાહે એવો હુકમ કરેલો કે પ્રત્યેક ક્ષત્રિય કન્યાને પરણતી વેળા જે કાંચળી પહેરાવવામાં આવે, તેના સ્તન-ભાગ પર પાદશાહી પંજાની છાપ હોવી જોઇએ. આ આજ્ઞાને તાબે બીજા બધા થયા, પણ કાઠીઓએ તો તે કલંકમાંથી મુક્ત રહેવા ખાતર લગ્ન વિધિમાંથી કાપડું જ કાઢી નાખ્યું." આ વાતમાં કશું વજૂદ જણાતું જ નથી.)

જાશે જળ જમી, પોરહ ને પતીઆળ
ચાંપા ભેળાં ચાર, આતમ ખોયું મૂળવા.

[ હે મૂળુ વાળા ! ચાંપરાજ જાય છે. તેની સાથે જળ, જમીન, પૌરૂષ અને પ્રતિષ્ઠા, એ ચારે ચીજો ચાલી જાય છે. એને સોંપી દઇને તેં તારૂં માહાત્મ્ય ગુમાવ્યું. ]

(કાં તો) જેતાણું જાનારૂં થીયું, મૂળુ ઈદલ મોત
ખાધી મોટી ખોટ, દોરીને ચાંપો દીયે.

[કાં તો જેતપૂર જનારૂં થયું, કાં તારૂં મોત આવ્યું. હે મૂળુ વાળા ! તેં ચાંપરાજને સોંપી દેવામાં મોટી ખોટ ખાધી છે.]

આવા ઠપકાના દુહા ચારણો ઠેર ઠેર સંભળાવવા લાગ્યા. મૂળુ વાળાને માથે ચાંપરાજને રાજકોટ જઇ સોંપી દેવાનું આળ મૂકાયું. પણ બીજી બાજુ કેંક લોકો કહે છે કે મૂળુ વાળાનો વાંક નહોતો. મૂળુ વાળાએ તો બહુ બહુ વિનવ્યું હતું કે 'ચાંપા, ભલો થઇને ભાગી જા. ભલે મારો ગરાસ જપ્ત થાય." પણ ચાંપરાજ માન્યો નહિ. સોંપાયો. અને માથે મુકદ્દમો ચાલ્યો, અને એને જન્મકેદની સજા થઇ. યેરોડાની જેલમાં એને મોકલી દેવામાં આવ્યો. ઇ. સ. ૧૮૩૭.

(૭)

"હમણાં જેલર સા'બ કેમ નથી દેખાતા ?"

"એની મઢમને પેટપીડ ઉપડી છે."

"શા કારણથી ?"

"બાપડીને છોરૂ આવ્યાનો સમો થીયો છે. પણ આડું આવેલ હોવાથી છૂટકો થાતો નથી. મોટામોટા ગોરા સરજનોએય હાથ ધોઇ નાખ્યા છે, અને મઢમ તો હવે ઘડી બે ઘડીમાં મરવાની થઇ છે."

જેલના દરોગાને મોઢે આ વાત સાંભળીને ચાંપરાજ વાળાને વિચાર ઉપડ્યો. એણે કહ્યું કે

"અરે ભાઇ, એમાં ગોરા સરજનનો ઉપા' કાર નહિ કરે. ઘણું ય મારી આગળ દવા છે, પણ ઇ દવા કોણ કરે ? જેલર સાબને કાને મારી વાતે ય કોણ પોગાડે ?"

દરોગાએ જઇને સાહેબને બંગલે વાત પહોંચાડી કે કાઠી-આવાડનો એક કેદી આડાં ભાંગવાની દવા જાણે છે. અંગ્રેજને અજાયબી તો બહુ થઇ. માન્યામાં તો આવ્યું નહિ. પણ ડુબતો માણસ તરણાને યે ઝાલે, એ રીતે એણે ચાંપરાજ વાળાને દવા કરવાનું કહ્યું. ચાંપરાજે માગ્યું કે

"એક તરવારઃ એક ઘીનો દીવોઃ ધુપઃ અને એક માળાઃ ચાર વાનાં લઇને મને નદી કે નવાણને કાંઠે જવા દ્યો."

માગી તેટલી સામગ્રી આપીને ચાંપરાજને જળાશય કાંઠે તેડી ગયા. ન્હાઇ ધોઇ, ધોતીયું પહેરી, ઘીનો દીવો ને ધુપ કરી, હાથમાં માળા લઇને પ્રભાતને પ્હોર ચાંપરાજે સૂરજ સામે હાથ જોડયાઃ

"હે સૂરજ ! મારી પાસે કાંઇ દવા નથી. પણ આજસુધી મેં પરનારી ઉપર મીટ પણ ન માંડી હોવાનો જો તું સાક્ષી હો, મનમાં પરનારીનો સંકલ્પ પણ જો મેં કોઇ દિ' ન કર્યો હોય, તો તો મઢમ બે'નનું આડું ભાંગીને તારા છોરૂની લાજ રાખજે બાપ ! નીકર આ તરવાર પેટમાં પરોવીને હું સુઇ જઇશ."

આટલું બોલી, પોતાની નાડી ધોઇ, ધોણનું પાણી પોતે દરોગાના હાથમાં દીધું. "લે ભાઇ, મઢમ સાહેબને પીવરાવી દે. ને પછી મને આંહી ખબર આપ કે છૂટકો થાય છે કે નહિ."

પાણી લઇને દરોગો દોડયો, અને ચાંપરાજે ઉઘાડી તરવાર તૈયાર રાખી સૂરજના જાપ આદર્યા. કાં તો જેલમાંથી છૂટું છું. ને કાં આંહી જ પ્રાણ કાઢું છું, એવો નિશ્ચય કર્યો.

એક, બે, ને ત્રણ્ માળા ફેરવ્યા ભેળાં તો માણસો દોડતાં આવ્યાં, "ચાંપરાજ ભાઇ, મઢયમને છૂટકારો થઇ ગયો ! પેટ-પીડ મટી ગઇ ! રંગ છે તમારી દવાને !"

મઢમે ચાંપરાજ વાળાને પોતાનો ભાઇ કર્યો, અને પોતાના ધણી સાથે જીકર માંડી કે "મારા ભાઇને છોડાવો."

"અરે ગાંડી ! જન્મ-ટીપનો હુકમ એમ ન ફરે."

"ગમે તેમ કરીને વિલાયત જઇને ફેરવાવો. નીકર તમારે ને મારે રામરામ છે !"

મઢમનાં રીસામણાંએ સાહેબનાં ઘરને સ્મશાન બનાવી મૂકયું. સાહેબે સરકારમાં લખાણ ચલાવીને મોટી લાગવગ વાપરી ચાંપરાજ વાળાની સજા રદ કરાવી દીધી અને દસ બાર વરસ સુધીની એની મજુરીના જે બસો ત્રણસો રૂપીઆ એના નામ પર જમા થયેલા તે આપીને, ચાંપરાજ વાળાને રજા દીધી. મઢમ બ્હેનની વિદાય લેતી વેળા બારવટીયાની ખૂની આંખોમાંથી પણ ખળળ ! ખળળ ! આંસુડાં વહેવા લાગ્યાં. મઢમનું હૈયું પણ ભરાઇ આવ્યું.

પડખેના બંદરેથી વ્હાણમાં બેસીને ચાંપરાજ વાળો ભાવનગર ઉતર્યો. પહોંચ્યો મહારાજ વજેસંગજીની પાસે. કચારીમાં જઇને પગે હાથ નાખ્યા. "મારો કનૈયોલાલ ! મારો વજો મહારાજ ! બાપો મારો ! મને કારાગૃહમાંથી ઉગાર્યો !" એવી બૂમાબૂમ કરીને એ નટખટ કાઠીએ કચારી ગજાવી મૂકી.

"ઓહોહોહો ! ચાંપરાજ વાળા, તમે કયાંથી ?"

"મહારાજે મને છોડાવ્યો." ચાંપરાજે લુચ્ચાઇ આદરી.

"હેં ! સાચેસાચ મેં તમને છોડાવ્યા ! શી રીતે ?"

"અરે વજા મહારાજ ! તારી તે શી વાત કરૂં ? જાણ્યે એમ થયું કે એક દિ' રાતમાં કનૈયાલાલનું રૂપ ધરીને આપ મારી જેલની ઓરડીમાં પધાર્યા, અને મારી બેડીઓ તોડી, મને દરવાજા ફટાક ઉઘાડા કરી દીધા. અને હું નીકળી આવ્યો. મહારાજ કનૈયાનો અવતાર છે, એમ સહુનું કહેવું મારે તો સાચું પડ્યું." એમ કહીને, પોતાની પાસે જેલની મજુરીના જે રૂપીઆ બાકી રહ્યા હતા, તે મહારાજને માથેથી ઘોળ કરીને મહારાજના પગમાં ધરી દીધા.

"અરે રંગ ! રંગ કાઠીભાઇની કરામતને !" એમ રંગ દઇને ડાહ્યા રાજા વજેસંગજીએ ચાંપરાજની પીઠ થાબડી. ચાંપરાજ વાળાને મહામૂલના સરપાવની પહેરામણી કરીને પોતાના અસવારો સાથે ચરખા પહોંચતો કર્યો. અને ત્યાર પછી ચાંપરાજ વાળો, ઘર આગળ પથારીમાં જ મરણ પામ્યો *

*કેપ્ટન બેલ, પોતાના "ધ હીસ્ટરી ઓફ કાઠીઆવાડ" નામના પુસ્તકમાં ફક્ત એટલો જ ઉલ્લેખ કરે છે કે,

"ચાંપરાજ વાળો, કે જેણે પંદર નંબરના બોમ્બે ઇન્ફન્ટ્રીના એક અધિકારીને ગોળીથી ઠાર કર્યો હતો, તે ઇ. સ. ૧૮૩૭માં પકડાયો અને પોતાનાં દુષ્ટ કૃત્યોના બદલામાં જન્મ-ટીપ પામ્યો હતો. ચાંપરાજ વાળો નામીચો અફીણી હતો. જેલમાં પણ એને દવાના મોટા મોટા રગડા પાઇને જીવતો રાખવો પડયો હતો. દવાની અકકેક માત્રા છેવટે સીતેર ગ્રેઇન સુધી પહોંચી ગઇ હતી. જ્યારે એ છૂટો હતો ત્યારે એને દરેક ટંકે કબુતરના અકકેક મોટા ઇંડા જેટલું અફીણ લેવું પડતું હતું.





# નાથો મોઢવાડીયો



સમી સાંજરે, ગોધુલીને સમયે, વાજેવાજ પોતાના ગોધલા હાંકતો એક ગાડાખેડુ બારાડી મુલકના સીસલી નામે ગામડાના ઝાંપામાં દાખલ થયો. એનું નામ નાથો; મોઢવાડા ગામનો એ મેર હતો. ખેડ કરીને પેટ ભરતો. કદમાં બેઠી દડીનો, દેખાવે બુડથલ, અને બોલવામાં કુહાડા જેવી જીભવાળો હતો.

ધણુના ખુંટડા નાથાના નક્કુડા ગોધલાને ઠીક ચડાવ્યે જાય છે, અને ખુંટીયાના બરડા ઉપર પરોણાની પ્રાછટ બોલાવતો નાથો હેમખેમ ગાડું બહાર કાઢી એક શેરીમાં વાળે છે. પહોળા ફળીઆમાં ગાડું થંભાવીને નાથો ઠેકયો અને હાથમાં રાશ હતી તે ગોધલાને માથે એમ ને એમ ઢળકતી મેલી દઇ ઓસરીએ ગયો.

નાથાને દેખતાંની વાર જ ઘરમાંથી એક આધેડ મેરાણીએ બહાર આવીને ઓવારણાં લીધાં.

"કાં ફુઇ ! શીદ બોલાવ્યો'તો મુને ? ધઉંના કોસ છોડીને મારે આવવું પડ્યું છે. કાલ થાહે તાં બધા ય ક્યારા બળીને ભ્ય થે જાહે. એવડી તે તારે કેવાની ઉતાવર હુતી ?"

"હા ભા ! તારે ધઉંનાં વાવેતર ખોટી થાય છે, ને આંહીં મારાં છોકરાં પાવળું દૂધ વન્યા વાળુ કરે છે, અને ઇ સંધું ય મારો નાથા જેવો જમદઢ ભત્રીજો બેઠે મારે ભોગવવું સરજેલ હશે ને ! આજ મારો ભા વાશીમાંગ હત ને, તો ઇ પીટયાઓનાં પેટમાંથી છ્હીનાં ધાવણ સોત ઓકાવે આવત."

"પણ આટલાં બધાં મેણાં કેવાની દઇ રહી છો ! શું થીયું ઇ તો મોંમાંથી ફાટય ?"

"શું ફાટાં ! ફાટે ને શું કરાં ? પાંચ કુંઢીયું, ને પાંચ નવચંદરીયું, દસે દૂઝણી ભીંસુંને પીટયાઓ હાંકે ગીયા."

"ક્યાંથી ?"

"ડુંગરમાં ચરતી'તી તાંથી."

"કુણ હાંકે ગીયા ?"

"જામના માણસુ : ધંતૂરીયાના ફ્રાટલ આયર."

"ઠીક, તી ઇમાં ઠાલી મો શીદ વાળછ મારા બાપ વાશીયાંગનું ! હું હાલ ઘડી જઇને લે આવાં."

એટલું કહીને હાથમાં પરોણો ઉપાડી નાથો ઓસરીએથી ઉતર્યો, ફુઇએ સાદ કર્યો

"નાથા ! અટાણે અસૂરા નથી જાવું. વીયાળુ કરે ને ગંદરમા ઉગ્યે ચાલજે."

"ના. ના. વીયાળુ તો હવે ઇ દસ ભેંસુંનાં દૂધ આવશે તે દિ'જ કરવાં છે."

એટલું કહીને પાણો પતંગીયા જેવો નાથો ગામ બા'રો ઠેક્યો. હાથ તો ઘરમાં જ ઉભા હતા. જોતર છોડ્યાં કે ઢીલાં પણ નહોતાં કર્યાં. ગોધલાની પીઠ ઉપરથી ફુમકીયાળી રાશ

ખેંચી લઇને નાથાએ ડચકારો કર્યો. ગોધલાની પીઠ ઉપર જરાક હાથ દીધા ત્યાં તો સમતોલ પાણીની અંદર સમા પવનનું નાનું વ્હાણ વેગ કરે તેવી ચાલ્ય કાઢીને ગોધલા ઉપડયા. ધૂળની ડમરીઓ ચડાવતું ગાડું તોપના ગોળાની માફક ગડેડાટ કરતું જાય છે. થોડીક વારમાં તો જામનગરની સરહદના રાવલ ગામને પાદર આવીને નાથો અટકયો.

થાણામાં ગયો. જે મળે એને પૂછે છે કે "ભાઇ, મારી ફુઇની દસ ભેંસું–પાંચ કુંઢીયું ને પાંચ નવચંદરીયું"...

એનું વેણ અધુરૂં રહી જાય છે, ને જવાબ આપ્યા વગર થાણાનાં માણસો આંખ કાઢીને સરી જાય છે. આખી રાત નાથો ભૂખ્યો ને તરસ્યો વાવડ કાઢતો રહ્યો. પોતાને રોટલો કે ગોધલાને કડબનું એક રાડું પણ નથી મળ્યું. બીજી વાતમાં એનું ચિત્ત જ નથી. સહુને ભેંસો વિષે પૂછે છે, સહુ એને ધક્કે ચડાવે છે, એમ કરતાં કરતાં નાથો મામલતદારના ઘરમાં પેઠો.

"કોણ છો એલા ?" મામલતદાર તાડુકયો.

"મારી ફુઇની ભેંસું, પાંચ કુંઢીયું, પાંચ"...

"તારી ફુઇ જામ સાહેબની પટરાણી તો નથી ને? પ્રભાતના પહોરમાં પારકા મકાનમાં પૂછયા ગાછયા વગર પેસી જાછ તે કાંઇ ભાન છે કે નહિ? બહાર ઉભો રે'."

"પણ મારી ફુઇનાં છોકરાં વીયાળુ વગરનાં..."

"અરે કમબખ્ત! બહાર નીકળ, મોટા રાવળ જામ!"

"પણ મહેરબાન, તું ગાળ્યું શીદ કાઢછ? હું તો તારી પાંસળ અરજે આવ્યો છું!"

મેર લોકો હંમેશાં સહુને–રાયથી રંક તમામને તુંકારે જ બોલાવે છે. પરંતુ એ તુંકારો કરતી વેળા યે પણ એ તો ગરીબડો થઇને જ બોલે છે, આવી પ્રથાનું ભાન ન રાખનાર એ મામલતદારનો પિત્તો ગયો. એણે ધક્કો મારીને નાથાને ઉંચી પરસાળ ઉપરથી નીચે પછાડયો. જે માણસો હાજર

હતાં એ સહુ સાહેબની હુશીયારી અને નાથાની ફીણુપ જોઈને હસવા લાગ્યાં. પડી ગયેલો નાથો ઉભો થઈને ધૂળ ખંખેરવા લાગ્યો.

"ઠીક સા'બ : રામ રામ !" કહીને નાથો ગાડે ચડી પાછો ચાલી નીકળ્યો. ગામનાં લોકોએ વાવડ દીધા કે દસે ભેંસો હાંકીને આયરો રાણપરે લઈ ગયા છે. નાથાએ રાણપરા ઉપર ગાડું રોડવી મેલ્યું. સીધે સીધો રાણપરાના થાણામાં ગયો. ત્યાં પણ અમલદારે બરછીના ઘા જેવો જવાબ દીધો કે "તારી ફુઈની ભેંસું ને ? હા, જામ સાહેબે હમણાં રાણપરાનો નવો ગઢ બંધાવ્યો ને, એમાં તારી ફુઈની ભેંસુંનાં શીંગ ચણાઈ ગયાં–ભૂલ ભૂલમાં હો ! સમજ્યોને ભાઈ ? હવે કાંઈ ચણેલો ગઢ તારી ભેંસું સાટુ પાડી થોડો નખાય છે ?"

"ના સા'બ ! ગઢ પાડશો મા. હજી બેવડો ચણજો. હું હવે મારો હિસાબ જામની હારે જ સમજી લેશ."

"ઓય મારો બેટો... ! તું શું બારવટું કરીશ ?"

પડખેથી એક આયર બોલ્યો, "હા હા સાહેબ, એનો દાદો કાંધો મેર બારવટે નીકળ્યો'તો અને એનો બાપ વાશીયાંગ પણ આપણા રાજની સામે બારવટું કરતો'તો. આશીઆવદરથી ખડનો ભર ભરીને લઈ જાતો'તો એટલે ઇજારદારે એનો ભર આંચકી લીધો તો."

"તી મારે બાપે તો પડી જમીનમાંથી ખડ લીધું'તું, કાંઈ કોઈના ખેતરમાંથી નુતું લીધું—" ભોળો નાથો આજ પચાસ વર્ષે પોતાના બાપનો બચાવ કરવા લાગ્યો.

"ઓહોહો ! ત્યારે તો આ ત્રીજી પેઢીનો પાકેલ શૂરવીર નગરના રાજને ઉંધું ચતું જ કરી મેલશે હો !"

સાંભળીને નાથો ચાલ્યો. ભાણવડ ગયો. જામનગર ગયો. વધુ તો બોલતાં ન આવડે, એટલે "મારી ફુઈની ભેંસું ! પાંચ કુંઢીયું, પાંચ નવચંદરીયું..." એવાં મેર-ભાષાનાં ભાંગ્યાં તૂટયાં વેણ બોલે છે.

પણ નગરની હામ હામ બાદશાહીમાં પોરબંદર તાબાના મોઢવાડા ગામના નાથા મેર નામે ખેડુને ઉભવાનું ઠેકાણું જ નહોતું. રંગમતીને કાંઠે ભૂખ્યા ગોધલાને રાત બધી ચારો કરાવી, રૂપમતીનાં પાણી પાઈ, ગાડું પાછું હાંકી મેલ્યું. પણ હાંકતાં હાંકતાં જામના દરબારગઢના કાંગરા ઉપર, પાછું જોઈને કરડી નજર ઠેરવતો ગયો. જાણે કેમ પોતાની દૃષ્ટિથી જ એ કાંગરાને તોડવા મથતો હોય, એવાં જોરથી નજર નોંધતો ગયો.

કાળભર્યો આવ્યો પાછો રાણપરાની સીમનાં. બપોર તપે છે. સાંતીડાં છોડીને ખેડુતો આડા અવળા થયા છે. ફક્ત બે ગોવાળીઆ ગામનું ખાડું ચારે છે. એક સો જેટલી હાથણી સમાન ભગરી ને કુંઢી ને નવચંદરી ભેંસોએ ગાડાની ધણેણાટી સાંભળી કાન માંડયા. ડોક ઉંચી કરી. ગોવાળીયા પોતાના ગોબા લઈને ઉભા થઈ ગયા. ત્યાં તો ગાડું હાંકીને ઠેઠ ચઘી નાથો ધસી આવ્યો. આવીને પડકાર્યું કે

"એલા આયડુ. આ કયાંનો માલ ?"

" રાણપરાનો. "

" મારી ફુઈનાં છોકરાં વાળુ વન્યા સુવે છે ઈ ખબર છે ને ?"

" તે શું છે ? "

" અને મારે યે ત્રણ દિ'થી વાળુ અગરાજ થયું છે. "

" તે પણ છે શું ?"

" આ ભેંસુને દુધે આજ સીસલી જઈને વ્યાળુ કરવું છે. "

" ભેંસુંનાં મૂતરે વાળુ કર્ય, મૂતરે. જો ગગો જામસા'બની ભેંસું દોવા આવ્યો છે. "

" માલને છાનામુના મોઢા આગળ કરી લો છો, કે હું જ હાંકી લઉં ? "

" હવે હાલતો થા હાલતો, રોંચા ! "

" કોઈ વાતે નથી સમજવું ને ! "

"હે જા જા, આ એક ગોબા ભેગી ખોપરી ઉડી પડશે."

"ઠીક ત્યારે, ઇ બે ગોબા મોટા? કે આ એક પરોણો મોટો? એનું પારખું કરીએ."

એમ કહીને ગોધલાની પીઠ ઉપર રાશ ઉલાળીને ફક્ત એક પરોણાભર નાથો નીચે ઠેકયો. દોડીને પરોણાની પ્રાછટ બોલાવવા માંડયો. રબારીઓના હાથમાં ગોબા ઉપડે તે પહેલાં તો બન્નેનાં જમણાં કાંડાં ખેડવી નાખ્યાં. ફડાફડી બોલાવીને બન્ને પહાડ જેવા પડછંદ ગોવાળોને ધરતી ઉપર ઢાળી દીધા. આખું યે ખાડું સીસલાના કેડા ઉપર ઘોળીને વ્હેતું કર્યું. પાછળ ગોધલા હાંકયા. દોટાવતો દોટાવતો સો યે ભેંસોને ઉપાડી ગયો. ગોધુલિ વખતે ગયો હતો ને ગોધુલિ વખતે જ પાછો સીસલીના ઝાંપામાં પેઠો. એક સો ભેંસોની ધકમક ચાલી તે સીસલીનાં માણસ જોઇ રહ્યાં. નાથાએ ડેલીએ જઇને સાદ કર્યો કે "ફુઇ! વાડો વાળ્ય"

ફુઇ બહાર નીકળી. વારણાં લઇને કહ્યું કે "ખમ્મા! ખમ્મા મારા વાશીયાંગના પૂતરને! પણ માડી! આ કેનીયું?"

"ફુઇ, તારીયું તો ન મળી, પણ આમાંથી તારું મન માને ઇ દોહી લે."

"અરે મારા બાપ! પણ આ તો સરપ બાંડો કર્યો! જામની સામું વેર માંડયું."

"તું તારે મોજ કર. જામને જવાબ દેનારો હું જીવતો બેઠો છું. અટાણે તો મુંને ઝટ બ્યાળુ પિરસ્ય. ત્રણ દિ'નો ભૂખ્યો ડાંસ છું. લાવ્ય, ઝટ આ સો માયલી એક નવચંદરીનું બોઘરું ભરીને મેલી દે મારા મોઢા આગળ. અને ઠાવકી ભાત્ય પાડીને ઉના ઉના રોટલા બે ટીપી નાખ્ય તો! આજ તો જામને માથે સંધીય દાઝ કાઢીને બ્યાળુ કરવું છે."

નાથાની ફુઇ હેબત ખાઇને ઉભી થઇ રહી છે. "અરે મારા

બાપ! તુંને બો નથી? અબઘડી જમની ફોજનાં ભાલાં વરસાશે. માટે તું ઝટ નીકળી જા."

"એ ના ના, ખાધા વિના તો આજ નહિ નીકળું. તુંને જો તારા ઘરમાં ચોર સંઘરવાનો બો હોય તો ભલે, હું ભૂખ્યો તરસ્યો ભાગી જાઉં."

રોટલા તૈયાર થયા. જમની બેંસો દોહવાઇ રહી. નાથાએ ચીલવણી બાજરાના બે ધડસા જેવા રોટલા પટકાવ્યા. પછી ઓડકાર ખાઇને કહ્યું "લે પુંજા હું જાઉં છું, પણ બેંસુંને ખીલે ય જો જમનાં માણસ અડવા આવે તો સંભળાવી દેજે કે વીણી વીણીને હું એનાં માથાં વાઢી લઇશ."

નાથો ગોધલા હાંકીને બહાર નીકળ્યો. એટલે પાદરમાં સીસલી ગામના કોઠા ઉપર ચડીને ઉભેલા આદમીએ કહ્યું કે "બાબા! વાર વહી આવે છે. અને તને ભેટયા વગર નહિ રહે."

ગાડા ઉપર ઉભા થઇને નાથાએ કોઠા તરફ હાથ લંબાવી કહ્યું "ફકર નહિ ભા! લાવજે તારી તરવાર. કાલ્ય પાછી દઇ મેલીશ. સાથે એક તરવાર જ બસ છે."

કોઠાવાળા આદમીએ તરવાર લાંબી કરી, લઇને નાથો ઉપડ્યો. શીમાડે પોતાનું ગાડું રોકી ઉભો રહ્યો. ત્યાં તો અસવારો ભાલે આભ ઉપાડતા આવી પહોંચ્યા. આઘેથી નાથાએ પડકાર્યું "એ ઉતાવળા થાવ મા. ઘોડાંને પેટપીડ ઉપડશે. અને હું તો તમારી વાટય જોઇને જ ઉભો છું. નીકર કાંઇ તમને મારા આ ગોધલા આંબવા દે ખરા કે?"

એક જ તરવાર લઇને નાથો ઉતર્યો. સાત અસવારને સોરી નાખ્યા. એટલે પછી બાકીની વાર પાછી વળી. વારમાંથી માણસો વાતો કરવા મંડ્યા કે "આ તો મારૂં બેટું, કૌતક જેવું!"

"શું?"

"અમે બરોબર એના અંગ ઉપર ઝાટકા માર્યા. પણ એને એકેય ઘા ફુટયો જ નહિ."

"ભાઈ, એને વરદાન છે આભપરા વાળા બુઢ્ઢા બાવાનું."

"શું?"

"બુઢ્ઢો બાવો એક જોગંદર છે. નાનપણમાં નાથે એની સારી ચાકરી કરી. તે બાવો પરસન થયા. બે વાનાં આ'પ્યાં: એક શિયાળશીંગી, ને બીજી મોણવેલ: બેયને નાથે સાથળ ચીરીને શરીરમાં નાખી, ઉપર ટેભા લઈ સીવી લીધેલ છે. ત્યારથી એને તરવાર કે બંદૂકની ગલોલી, એમાંથી એકેયનો ઘા નથી ફુટતો."

"અને હવે કાલ્યથી જ એ બારવટે નીકળશે! અને આપણને ધમરોળી નાખશે."

૨

"બેટા માલદે! આ લે, આ ગોધલ્યાનો રાશ અને તારી આની લાજ તારા હાથમાં સુંપીને જાઉં છું. મારી વાટ જોશો મા. મારે તો જામને માપી જોવો છે. એટલે હવે રામ રામ છે. અને મોઢવાડીયા ભાઈનું! આખા બરડાના મેરૂંને કહી દેજો કે મને પોલે પાણે રોજ રોજનાં ભાત પોગાડે. અને હું એટલે કેટલા માણસ ખબર છે ને? બસો મકરાણી ને એક હું: એમ બસો ને એકનાં ભાતઃ દિ માં ત્રણ ટાણાં પોગાડજો. નીકર મેરનાં માથાંનું ખળું કરીશ."

એમ બસો મકરાણીને ત્રીસ ત્રીસ કોરીને પગારે રાખી લઈને બારવટાના નેજા સાથે નાથો બરડા ડુંગર ઉપર ચડી ગયો. અને પોલે પાણે પોતે પોતાની ટચલી આંગળીના લોહીથી ત્રિશૂળ તાણીને વાસ્તુ લીધું. પોલો પાણો નામની એક ગુફા છે. જાણે બારવટીયાને ઓથ લેવા માટે જ પ્રભુએ સગે હાથે બાંધેલી એ જગ્યા બરડા ડુંગરમાં છે. રાણાવાવ ગામને રીમાડેથી ઉપડેલો આ બરડો હાલતો હાલતો, ધરતી માતાના બરડાની કરોડ સરખો, અને કોઈ કોઈવાર પરોડીયે તો જાણે સોડય તાણીને સૂતેલા ઘોર મહાકાળ સરખો દેખાવ ધારણ કરતો, પોતાની મહા કાયા લંબાવીને. પોરબંદર અને નગર, બન્ને રાજની

હદમાં પડ્યો છે. પ્રેમ અને શૂરાતનની અલૌકિક વાતો હજુ પણ આભને કહી રહેલો આભપરો ડુંગર પણ ત્યાં જ ઉભો છે. ધુમલીનાં દેવતાઇ ખંડેરો પણ હજુ ત્યાં પડ્યાં પાથર્યાં દેખાય છે. હલામણની સોનનાં આંસુડાં ત્યાં જ છંટાણા છે. સોન કંસારી નામની વીર રાખાયશે બાબરીયાની અખંડ કુમારી રાણીને જેઠવા રાજાના કામાગ્નિમાંથી ઉગારવા માટે કતલ થઇ જઇને સવા શેર જનોઇના ત્રાગડા ઉતારી દેનાર થાનકી બ્રાહ્મણો પણ પૂર્વે ત્યાં જ પોઢ્યા છે. પ્રથમ તો એ આખો ય દેવતાઇ પહાડ જેઠવાને આંગણે હતો. પણ કહેવાય છે કે ડુંગરમાં કોઇક ગોરાનાં ખૂન થયાં, જેઠવા રાજાને માથે ગોરી સરકારનું દબાણ આવ્યું, જેઠવા રાજાએ ઢીલા પોચા કારભારીની સલાહને વશ થઇ જવાબ દીધો કે "જ્યાં ખૂન થયાં તે સીમાડો મારો નહિ: નગરનો." નગરનો જામ બ્હાદુરીવાળો હતો. એણે જોખમ માથે લઇને કબૂલી લીધું કે "હા હા! એ ડુંગર મારો છે." ત્યારથી બરડાનો અમુલખ ભાગ નગરને ઘેર ગયો, ને પોરબંદરના હાથમાં નાનકડી પાંખ રહી.

એ પાંખ ઉપર, થોડાં થોડાં ઝાડવાની ઘટા વચ્ચે, બહુ ઉંચેરો નહિ, કે બહુ નીચેરો પણ નહિ, એમ 'પોલો પાણો' આવેલ છે. ૩૨ ફુટ લાંબુ ને ૧૬ ફુટ પહોળું એ પોલાણ છે. બેઠકથી સાડા ત્રણ ફુટ ઉપર, છજાવાળી જબરદસ્ત શિલા છે. પણ નાથા બારવટીયાની ઘોડીને ઉભી રાખવા માટે, વચ્ચોવચ્ચ એ છજાની શિલા થોડાક ભાગમાં કોરી કાઢી છે. છાપરાની શિલા ઉપર, બરાબર ઓથ લઇને માણસ બેસી શકે એવી ચાડિકાની બેઠક છે. એ બેઠકમાં આખો દિવસ અકેક આદમી ચોકી કરતો અને અંદર પોલાણમાં નાથા ભાભાનો ડાયરો મળતો. પડખે ઘોડાંને પાણી પાવાની તળાવડી પણ અત્યારે 'નાથા તળાવડી' નામે ઓળખાય છે. ત્યાર પછીના વાઘેર બારવટીયા જ્યાં રહીને હાંડીયા રાસ લેતા તે 'માણેક ચોક' નામની જગ્યા પણ પોલા પાણાથી ઝાઝી દૂર નથી. પોલા પાણાને 'ડાકામરડો' પણ કહે છે.

દુશ્મનની મોટી ફોજોની પણ કારી ન ફાવે એવી આ વંકી જગ્યાનો ઓથ લઈને નાથો મેર જામના બારાડી પરગણાનાં ગામડાં ભાંગવા મંડ્યો. ગુંદું ભાંગ્યું, આસીયાવદર ભાંગ્યું, અને જામશાહી કોરીઓના ખણખણાટથી પોલો પાણો રણકારા દેવા લાગ્યો. પછી તો રાવણહથ્થાના તાર ઉપર નાથાના રાસડા ચડી ગયા. આસપાસના મેરોનાં ગામનો જબ્બર વસીલો નાથાના સાથમાં હતો અને રૂડાં રૂડાં રૂપવાળી મેરાણીઓ ઓઢણાંને ચારે છેડે મોકળાં મેલી, ઝૂલ્યોથી શોભતી હાથણીઓ જેવી, રાત પડતાં પોતાની પાતળી જીભે ગામડે ગામડે નાથા ભગતનાં વીરત્વના રાસડા લેવા લાગી, તેમ તેમ નાથાની નસોમાંથી શૂરાતન છલકાઇ જવા લાગ્યું, અને સોરઠમાં અમરેલી સુધી 'નાથા મેર'નું નામ ગાજતું થયું. બારવટીયો હતો છતાં, 'ભગત' નામની એની છાપ ભુંસાઇ નહોતી.

૩

એક દિવસને આથમતે પહોરે ચાકિયાની નજર ચૂકવીને પાછળની કેડીઓમાંથી એક ઘોડેસ્વાર ચડી આવ્યો, અને ઠેઠ પોલે પાણે પહોંચ્યો. રાંગમાં રૂમઝુમતી ઘોડી છે. હાથમાં ભાલો, કેડે તરવાર, ખંભે ઢાલ, મ્હોંયે દાઢીમૂછનો ભરાવ અને કરડી આંખો છે. આવીને આખો દાયરો બેઠો હતો તેને ઘોડી પર બેઠાં બેઠાં કહ્યું કે "એ બા રામ રામ!"

સો જણાએ સામા કહ્યું "રામ!"

પોલો પાણો પણ પડઘો દઇને બોલ્યો કે "રામ!"

"આમાં નાથો ભગત કોણ?"

"ન ઓળખ્યો આપા? તેં રામ રામ કર્યા ને?"

"એ તો અજાણમાં સહુની હાર્યે રામ રામ કર્યા?"

સાવજ જેવું ગળું ગુંજી ઉઠયું કે "હું નાથો, હું. લે ભા, હવે કર ફરી વાર રામ રામ. અને ઉતર હેઠો."

"ના ના, હવે તો પ્રથમ વેણ દે, ત્યાર પછી જ ઉતરાય એમ છે."

"અરે ભલા આદમી, ચડ્યે ઘોડે કાંઇ વેણ લેવાતાં હશે? કાંઇ વાત, કાંઇ વગત્ય!"

"વાત ને વગત્ય બધુંય પછી. કાં તો નાથો ભગત કોલ આપે, ને કાં રજા આપે."

"રજા તો ભાઇ, હેતુમિત્રુને ય નથી મળતી, કે શત્રુને ય નથી મળતી. એમ એકવાર પોતે પાણે આવ્યા પછી હાથે હાથે પાછા વળતા નથી. આ લે, જા, વચન છે."

ચારે પલ્લા ઝાટકીને ભગત ઉભો થયો. અસવારનો હાથ ઝાલીને એણે તાળી દીધી. ઘોર અનાજે પોલા પાણાએ પણ જાણે એ કોલમાં સાક્ષી પૂરી. બાવડું ઝાલીને અસવારને હેઠો ઉતાર્યો. બેય જણા બેટયા. ને પછી નાથાએ પૂછ્યું કે "કોણ તું?"

"હું ચાંપરાજ વાળો, ચરખાનો."

"અરે! તું પોતે જ ચાંપરાજ વાળો!"

ઘોડાને પાખર ઘૂઘરા સાવ સોનેરી સાજ
લાલ કસુંબલ લૂગડે ચરખાનો ચાંપરાજ

"ઇ પોતે જ તું? ગાયકવાડનો કાળ તું? આવ ભા, આવ. પોલો પાણો આજ પોરસથી અરધી તસુ ફુલશે. ભાઇ ચાંપરાજ! બોલ, તારે શું કહેવું છે? આંહી સુધી શીદ આંટો ખાધો?"

"નાથા ભગત! અમરેલી ભાંગ્યાના કોડ પુરા થયા નથી. એ પૂરા કરનાર તો તું એક જ દેખાછ. માટે તુંને તેડવા આવ્યો છું".

"હાલ્ય. હમણાં જ નીકળીએ. એમાં શું? મલકમાં મિત્રમિત્રની મોજું રહી જવાની છે. આ કાયાને તો કયાં અમરપટો લખી દીધો છે? હાલ્ય, પણ બે દિ' આ પહાડની બાદશાહી તો માણી લે ચાંપરાજ વાળા! બરડાના ઠાઠ વળી કે દિ' જોવા આવીશ?"

ચાંપરાજ વાળાને થોડા દિવસ રોકયો. હીલોળા કરાવ્યા. પછી બન્ને જણા અમરેલી ઉપર ચડયા. અમરેલી ભાંગ્યું, ભાંગીને ચાંપરાજની સાથે નાથાએ સોરઠી ગિરની સાહેબી દીઠી. પછી પોલે પાણે આવ્યો.

ચલાણું ધારી ચુંથીયાં, લીધી હાકમરી લાજ
ચાંપે દળ ચલાવીયાં (તે દિ') નર મોઢો નથરાજ

(૪)

"ભગત! માધવપર ઉપર હાથ મારવા જેવું છે હો! આવું તરતું ગામ બીજું નહિ મળે."

"પણ ઇ ગામ તો 'પોર'નું: 'પોર'નો રાણો તો આપણો માથાનો મુગટ. એના ગામ માથે જાવું ઇ તો બેહાની ડાળ ભાંગ્યા જેવું કહેવાય."

એમ વાતો કરતો બારવટીયો નાથો પોરબંદર તાબાના મેરીયાં ગામોમાં આંટો દેવા જાય છે. માધવપરની રસાળી સીમમાં ઉંટ ઓરાઇ જાય એવી જુવાર ઉભી છે. રસ્તે લાવતાં કેડાને કાંઠેથી જુવારના જૂથની ઓથે નાથાએ હાકલા પડકારા સાંભળ્યા. કોઇ અમલદારની દમદાટીનો અવાજ લાગતાં જ નાથાએ લગામ ખેંચીને ઘોડીને રોકી. એક ખેડુત શેઢે વાછડા ચારતો હતો એને પૂછ્યું કે "એલા, આમ ફાટતે મોઢ ઇ કુણ બોલે છે?"

"અમારો કાળ બોલે છે ભાઇ! કરપારામ મહેતો!"

"શું કરે છે?"

"બીજું શું કરે? જુલમ. હજી આ જાર ઉભી છે, ત્યાં જ ઇ અમારી પાસેથી વસૂલાત કરાવશે. વેપારીને અમારે પાણીને મૂલે મોલ માંડી દેવા પડશે. રાણાના રાજમાં તો હવે ગળાફાંસો ખાવાના દિ' આવ્યા છે ભાઇ!"

"જઇને જરા એને કાનમાં કહી દે ભાઇ, કે નાથે મોઢવાડીયે ચેતવણી મોકલી છે. ભલો થઇને ખેડુતો સંતાપવા રે'વા દે, કહીએ."

"અરે બાપા ! નાથાના નામનો તો શું, ઇને ભગવાનનો યે બો નથી. નાથાને તો પકડવાના પડકારા કરે છે."

"એમ કે ? તવીં તો આપણે એને મળીએ."

બ્હારવટીયાએ ઘોડી ચડાવી, જુવાર વીંધીને સામી બાજુ નીકળ્યો. ત્યાં મૂછના આંકડા ચડાવીને મ્હોંમાંથી બબ્બે કટકા ગાળો કાઢતો મહેતો કૃપારામ ઢોલીઓ ઢાળીને બેઠો છે. બાજરાનો પોંક પડી રહ્યો છે. ઉના ઉના પોંકને ખાંડમાં ભેળવીને ખાતો ખાતો કૃપારામ ગલોફાં હલાવે છે. નાથાએ છેટેથી કૃપારામને હાકલ દીધી "એ પોતડીદાસ ! ઉભો થા. માટી થઇ જા. આ લે તરવાર."

"કોણ છો તું ?" કૃપારામ ઢીલો થઇ ગયો.

"હું નાથો. તું જેની વાટય જોતો'તો ઇ. ખેડુનાં લોહી ઘણાં દિ' પીધાં. માટી થા હવે."

એટલું કહીને નાથાએ કૃપારામને પકડ્યો. માણસોએ હુકમ કર્યો કે "દોડો ઝટ, ચમારવાડેથી કોઇ ઢોરનું આળું ચામડું લઇ આવો."

ચામડું આવ્યું.

"હવે ઇ આળા ચામડાના ઢીંઢામાં આને જીવતો ને જીવતો સીવી દ્યો."

સીવી લઇને મહેતાને જીવતો ગુંગળાવી મારી નાખ્યો.

મેતા માધવપર તણો ગજરે ખાતો ગામ
કુંદે કરપારામ નેતર કીધો નાથીઆ

આવું મોત સાંભળીને મહાલે મહાલના મહેતાઓને શરીરે થરેરાટી વછૂટી ગઇ. ખેડુતોના સંતાપ આપોઆપ ઓછા થઇ ગયા. વહીવટદારોને નાથો સ્વપનામાં આવવા લાગ્યો.

૫

મોઢવાડા ગામમાં મૂળુ મેરના દીકરા વણગા પટેલને ઘેર જેઠવા રાણાની હડય રહેતી. ભલભલાના પગ એ વણગા પટેલની હડયમાં કેદ બનતા. વણગો તો રાણાની મૂછનો બાલ લેખાતો. એક દિવસ વણગાને ઘેરે છત્રાવા ગામનો રાણો ખુંટી નામનો મેર એક સો માણસને લઇને દ્વારિકાની જાત્રાએ જતાં જતાં માર્ગે રાત રોકાયો છે. વાળુ કરીને રાતે ચંદ્રમાને અજવાળે મહેમાનો ખાટલા ઢાળીને બેઠા છે. નાથા ભાભાની વાત નીકળી છે. એમાં રાણાએ વાત ઉચ્ચારી કે "વણગા પટેલ, સાંભળ્યું છે કે તમારા ગામનો બારોટ નાથા ભાભાના દુહા બોલે છે ને!"

"કોણ રાજો બારોટ?"

"હા, રાજો. તેડાવને એને, દુહા તો સાંભળીએ!"

"રાણા, ઇ બારોટ જરાક બટકબોલો છે. તું એને બોલ્યે કાંઇ ધોખો તો નહિ ધર ને?"

"ના ના, દુહા સાંભળવામાં ધોખો વળી શેનો? ઇ તો જેવાં કામાં એવાં નામાં."

રાજા બારોટને તેડાવવામાં આવ્યો.

"કાં બારોટ! નાથા ભાભાના દુહાની તેં બોલી 'વીશી' બનાવી છે ઇ અમારા મહેમાનને સાંભળવાનું મન છે. સંભળાવીશ ને?"

"પણ બાપ, કોઇને વધું ઘટું લાગે તો હાલો દુઃખધોખો થાય. માટે મારી જીભને આળ આવે એવું શીદ કરાવો છો?"

"ના, ના, તું તારે મન મોકળું મેલીને બોલ. શુરવીરની તારીફ નહિ સાંભળીએ તો બીજું સાંભળશું શું?"

"ઠીક ત્યારે. લ્યો બાપ!"

એમ કહીને રાજા બારોટે હોકો પડતો મૂકીને નાથા બારવટીયાની 'વીશી' બુલંદ અવાજે શરૂ કરી:

એકે તેં ઉથાપીયા ટોબા જામ તણા
(તેનીયું) સુણીયું સીસોદરા નવખંડ વાતું નાથીઆ

[ હે સીસોદીયા રજપૂતના વંશમાંથી ઉતરેલા નાથા મેર ! પ્રથમ તો તેં જામ રાજાનાં કંઇક ગામડાં ઉજ્જડ કર્યાં, તેની શીતેની વાતો ચોમેર પ્રસરી ગઇ છે. ]

બીજે નાનાં બાળ રોતાં પણ છાનાં રહે
પંચમુખ જે પ્રોંચાળ નાખઇ ગડકું નાથીઆ

[ તારી ખ્યાતિ તો એવી છે કે તું સાવઝ સરીખો, એવાં તેદ ગર્જના કરે છે, કે રોતાં છોકરાં પણ એ ત્રાડ સાંભળી ચુપ થઇ જાય છે. ]

ત્રીજે જાડેજા તણું મોઢા છોડાવ્યું માણ
ખંડ રમીયો ખુમાણ તું નવતેરી નાથીઆ

[ ત્રીજી વાત: તેં જાડેજા વંશના જામ રાજાનું માન મૂકાવ્યું છે. ભીમ જેમ એક હાથમાં નવ અને બીજા હાથમાં તેર હાથી લઇને રમતો હતો તેમ તું પણ, એક સામટાં શત્રુનાં દલને રમાડતો યુદ્ધની રમતો રમ્યો છે.]

ચારે દાઢે ચાવ બારાડી લીધી બધી
હવ લેવા હાલાર નાખઇ ધાડાં નાથીઆ

[ ચોથું: તેં તો જામનો બારાડી નામનો આખો પ્રદેસ દાઢમાં લઇને ચાવી નાખ્યો, અને હવે તો તું એની હાલારની ધરતી હાથ કરવા હલ્લા લઇ જાય છે.

પાંચે તું પડતાલ કછીયુંને કીધાં કડે
મોઢા ડુંગર સુવાડ નત ગોકીરા નાથીઆ

[ પાંચમું: તેં તો કચ્છી લોકોને ડણ સપાટામાં લઇ લઇ કબજે કર્યાં છે. અને હે મોઢવાડીયા ! ડુંગરની ગાળીમાં તારા નાદ નિરંતર થયા જ કરે છે. ]

છઠ્ઠે બીજા ચોટ (કોઈ) નાથાની ચાલે નહિ
કરમી લોપ્યો કોટ, તરત જ દેવળીયા તણો

[ નાથા બારવટીયાની ચોટ કોઇ ખમી શકતા નથી. દેવળીયાનો કોટ તો તેં હે ભાગ્યવંત ! ઘડીવારમાં તોડી નાખ્યો. ]

સાતે તું ડણકછ સુવણ, મોઢા ડુંગર માય
(ત્યાં તો) થરથર જાંગું થાય, રજપૂતાંને રાત દિ'

[ હે મોઢવાડીયા ! તું સિંહ સરીખો ડુંગરમાં ત્રાડો દઇ રહ્યો છે, તેથી દિવસ અને રાત રજપૂતોના પગ થર થર કાંપે છે. ]

આઠે આળું જે કરે વેંડા મૂકે વાણ
તળ નગરે ગરજાણ નાખે મૂતર નાથીઆ

નવે સારીતો નહિ, હાકમને હંસરાજ
વશ તેં કીધો વંકડા, રંગ મુછે નથરાજ

[ અમરેલીનો સુબો હંસરાજ, મોટા મોટા રાજાઓને પણ ન ગાંઠતો. તેને હે નાથા, તેં વસ કર્યો. તારી મૂછોને રંગ છે. ]

દસમે એક દલીવાણ, દોરંગો આછાણી દલી
(તેમ) ખંડ બરડે ખુમાણ નર તું બીજો નાથીઆ

[ જેમ દિલ્હી પર આક્રમણ કરનારા વીર દરંમદાસજી રાજપૂતાનામાં પાક્યા હતા. તેનો બીજો મદ તું બરડામાં નીવડયો. ]

અગીઆરે મેર અભંગ, લોકુંમાં લેખાત
નાથા જલમ ન થાત (જો) વંશમાં વારીયાંગરાઉત

[ અને હે નાથા ! જો તારો જન્મ મેરોના વંશમાં ન થયો હોત તો સાથેસાથ આખી મેર જાતિ 'લોક' જેવી, એટલે કે ખેડૂત જેવી, અથવા શુદ્ર જેવી લેખાત. ]

"બારોટ, ઇ દુહો જરા ફરીવાર બોલજો તો !" ચુણા ખુંટીએ વચ્ચે બોલીને વેગમાં ચડેલા બારોટને થંભાવી દીધો.

"હા, લ્યો બાપ !"

અગીઆરે મેર અભંગ, લોકુંમાં લેખાત
નાથા જલમ ન થાત (જો) વંશમાં વાશીયાંગરાઉત

" હં, હજી ફરી એક વાર કહો તો ! "

ફરીવાર બારોટે દુહો ગાયો. પછી આગળ ચલાવ્યું:—

બારે બીલેસર તણું, ઉપર મોહા એક
ત્રેપરજાંની ટેક, નાથા તેં રાખો નહુ

તેરે તેં તરવાર કછીયું હું બાંધી કડયે
હવ્ય લેવા હાલાર નાખછ ધાડાં નાથીયા

[ અત્યાર સુધી તો તેં આ કચ્છમાંથી આવેલા જામને માટે કમ્મરે તરવાર બાંધી હતી. પણ હવે તો આખો હાલાર લેવા તું હલ્લા કરી રહ્યો છે. ]

ચૌદ ધર લેવા ચડે ખુમારા ! ખરસાણ
(એને) ભારે પડે ભગાણ નગર લગણ નાથીઆ

[ દુશ્મનોની સેના તારા ઉપર ચડાઇ કરે છે, પણ પાછું એને જામનગર સુધી નાસી જવાનું પણ મુશ્કિલ પડે છે. ]

પંદરે તુંને પાળ, ભડ મોટા આવી ભરે
ખત્રી હવ્ય ખાંધાળ, ન કરે તારી નાથીઆ

[મોટા મોટા સમર્થ ગામધણીઓ પોતાનાં ગામોના રક્ષણ બદલ તને પૈસા ભરે છે. તારી છેડ હવે કોઇ ક્ષત્રિય કરતો નથી. ]

સોળે નવ સરઠું તણા બળીઆ દંડછ બાન
કછીયું તોથી કાન નો રે ઝાલ્યા નાથીઆ

[ આખા સોરઠના મોટા મોટા માણસોને કેદ પકડીને તું દંડ વસૂલ કરે છે. ]

સતરે શૂરાતન તણો આંટો વળ્યો અછે
બાબી ને ઝાડો બે (તને) તેં નમાવ્યા નાથીઆ

[ શરાતન એવું તો તને આંટો લઇ ગયું છે, કે તેં જૂનાગઢના નવાબ બાબીને, તથા નગરના જામ જાડેજાને, બન્નેને તોબાહ પોકરાવી છે. ]

અઢારે ઈડર તણો નકળંક ભેરે નાથ
હાકમ પેટે હાથ તેં નખાવ્યા નાથીઆ

[ તારી સહાયમાં તો ઇડરનો ગોરખનાથજી અવધૂત ઉભો છે. તેથી જ મોટા રાજાઓને લાચાર બનાવી રહ્યો છે. ]

ઓગણીસે ઓસારીયા ઝાડા ને બાબી જે
કેસવ ભૂપત કે (તું ને) નમીયા પખેણો નાથીઆ

[ જાડેજા અને બાબી જેવાને તેં નમાવ્યા. માત્ર કૃષ્ણપ્રભુ તને નમ્યા વિનાનો રહ્યો છે. ]

વીસે તું સામા વડીંગ ધરપત થાકા ઘોડ
ચાડયું ગઢ ચિત્રોડ, નર તેં પાણી નાથીઆ

[ તારી સામે ઘોડાં દોડાવીને રાજાઓ હવે થાકયા છે. તેં તો તારા અસલના પૂર્વજ સીસોદીયાઓના ધામ ચિતોડને પાણી ચડાવ્યું. ]

લ્યો બાપ! આ નાથા ભાભાની વીશી." એમ કહીને રાજા બારોટે ફરીવાર હોકો હાથમાં લીધો. એની મુખમુદ્રા પર લાલ ચુમકીઓ ઉપડી ગઇ છે.

"વાહ બારોટ! વાહ!" એમ સહુ માણસોએ ધન્યવાદ દીધા.

"હું તો બાપ, મારા પાલણહારનાં કાલાં ઘેલાં આવડયાં તેવાં કાવ્ય કરૂં છું. હું કાંઇ મોટો કવેસર નથી."

જયારે બહુ વાહ વાહ બોલાઇ, ત્યારે રાણો ખુંટી મર્મમાં હસવા લાગ્યો. એ હસવું તો કાતિલ બરછી જેવું હતું.

"કેમ બાપ હસવું આવ્યું?" રાજા બારોટે પૂછયું.

"હસવું તો આવે જ ના બારોટ! અટાણે તો નાથો ભાભો આખા મેર કુળનો શિરોમણી છે. ને તમે એના આશ્રિત

છો એટલે તમે એને સોને મઢો, હીરેય મઢો, રાજા કહો, કે ભગવાન કહો. પણ બોલ્યા અગીઆરમાં દુહામાં જરાક હદ છાંડી જવાણી છે, બારોટ !"

"શું બાપ ?"

"નાથો ન જનમ્યો હોત તો મેર તમામ લોકુંમાં લેખાત! બસ ? એક નાથો જ શું શેર લોઢું બાંધી જાણે છે ? બીજા બધા શું રાંડી રાંડના દીકરા છે?"

બીજા બે ચાર મેરો પણ બોલી ઉઠયા કે "હા સાચું, બારોટે ઇ જગ્યાએ બહુ વધુ પડતું કહી નાંખ્યું છે. કેમકે એમાં બીજા સહુ મેરૂને રેહ દીધો છે."

"તો એની વગી ખરે ખબરૂં પડશે બાપ!" એટલું બોલીને બારોટ ચુપ રહ્યો. પણ પોતાને ભોંઠામણ બહુ જ લાગી ગયું.

બીજે દિવસે પ્રભાતે ઉઠીને રાણો ખુંટી તો પોતાના એક સો સંગાથીનો સંઘ લઇને દ્વારિકાજીને પંથે પડી ગયો. થોડા દિવસ પછી સંઘ પાછો વળ્યો. અને એણે વળતાં પણ મોઢવાડામાં જ વણગા પટેલને ઘેરે ઉતારો કર્યો. રાજો બારોટ તો તે દિવસના ભોંઠામણને લીધે મહેમાનને મળવા નહોતો ગયો, પણ મોડી રાતે વણગા પટેલની ડેલીએથી ડાયરો વીંખાયો ત્યારે કોઇકે આવીને રાજા બારોટને ખબર દીધા કે "બારોટ ! રાણો ખુંટી જાત્રાએ ગયો ત્યાં એને તો દાણ ભરવું પડયું."

"કોણે દાણ લીધું ?"

"જામનગરના ચોકીવાળાએ બોગાત ગામને પાદર દાણ પડાવ્યું. કહે કે તે વિના જાત્રાએ જાવા જ ન દઇએ."

"કેટલું દાણ ?"

"ત્રણસો કોરી રોકડી."

"અરર ! ગજબ કે'વાય. મારો સાવજ નાથો જીવતો હોય, ને જામના ચાકર મેરોની પાસેથી દાણ મેલાવે ?"

સૂતો હતો ત્યાંથી રાજો બારોટ ઉઠયો. માથા પરથી પાઘડી કાઢી નાખીને સોગીયું લાંઠીયું બાંધ્યું. સાબદો થઇને અધરાતે ઉપડયો. વણુગા પટેલની ડેલી પાસે થઇને નીકળ્યો. ટૌકો કર્યો કે "વણુગા ભાભા !"

"હો ! કોણ છ ? બારોટ?"

"હા!"

"કેમ અસૂરા ?"

"મારે અટાણે ગામતરે જવું પડે છે. પણ મારા આવતાં પહેલાં મે'માનને હાલવા દેશો મા. સવારને પહોર મારે મે'માનને કસુંબો પાવો છે. જોગમાયાની દુહાઇ દઉં છું હો કે !"

"એ ઠીક."

રાજો બારોટ ઉપડ્યો. પગપાળો પંથ કાપવા મંડ્યો. અંધારામાં ગોથાં ખાતો ખાતો રાતોરાત પોલે પાગે પહોંચ્યો. પરોઢીયે ન્હોંસુઝણું થાતાં નાથા બારવટીયાએ પથારીમાંથી ઉઠતાં જ બારોટને દીઠો.

"ઓહોહોહો ! બારોટ ! તું અટાણે કેવાનો ? અને આ માથે લાંઠીયું કેમ બાંધ્યું ? કાંઇ માઠા સમાચાર લાવ્યો છો ?"

"હા બાપ, બહુજ માઠા !"

"કોણ પાછું થયું ?"

"નાથો ભાભો પંડ્યે જ પાછો થયો, બાપ !"

"કેમ બારોટ, અવળાં વેણ ?"

"અવળાં નથી. સાચે જ નાથો મેર મરી ગયો. નીકર દુવારકાની જાત્રાએ જાતાં મેરની પાસેથી જમના ચાકર ૩૦૦ કોરીનું દાણ કઢાવે ? પણ આજ મારો નાથીઓ સાવઝ મરી ગયો !"

નાથાએ રાજા બારોટ પાસેથી બધી વાત સાંભળી. એની છાતીમાં પણ ઘા પડયો. એણે માણસને કહ્યું કે "ભાઇ, કોક દોત કલમ લાવજો તો !"

ખડીયો કલમ ને કાગળની ચબરખી રાજાની પાસે મેલીને કહ્યું "લે બારોટ, હું લખાવું એમ તું લખ. લખ કે

"ભોગાટના દાણ લેવા વાળાઓ! છત્રાવાના મેર રાણા ખુંટી પાસેથી તમે જે ત્રણસો કોરીનું દાણ લીધું છે, તેમાં ત્રણસો કોરી દંડની ભેળવીને કુલ છસો કોરી, તમારા જ ગામોટની સાથે પરબારી મોઢવાડે પાછી મોકલી દેજો. નીકર નાથા મોઢવાડીયાનું સામૈયું કરવાની સાબદાઇમાં રે'જો."

ચબરખી આપીને એક સાંઢીઆ-સવારને ભોગાત રવાના કર્યો. અને રાજા બારોટને કહ્યું કે "બારોટ, તું તારે જા, પરબારી કોરીયું મોઢવાડે આજ બપોર સુધીમાં પેગે નહિ તો પછી ખુશીથી માથે ફાળીયું ઓઢીને મારૂં સનાન કરી નાખજે."

* * *

બપોરે મોઢવાડામાં વણગા પટેલની ડેલીએ સહુ ડાયરો બેઠેલ છે. તે વખતે એક ખેભચે સાંઢીયો સામે આવીને ઝૂકી પડ્યો. સાંઢીયાના અસવારે આવીને કોરીઓની પોટલી રાણા ખુંટીની સન્મુખ ધરી દીધી.

"આ શું છે ભાઇ?"

"આ ત્રણસો કોરી, તમારા દાણની ને બીજી ત્રણસો નાથા ભાભાએ નગર પાસેથી લીધેલ દંડની. સંભાળી લ્યો."

"પણ કયાંથી?"

"ભોગાતથી; જમના ચીલાવાળા પાસેથી."

રાણા ખુંટીની ભરડાયરા વચ્ચે આખી વાતની જાણ થઇ. રાણો નીચું જોઇ ગયો. આખીયે પોટલી રાજા બારોટની સામે ધરીને હાથ જોડ્યા: "આ લે દેવ! આ તુંને સમરપણ છે."

"ઇ કોરીયુંની વાત પછી; પ્રથમ તો મને કહી દે કે હવે અગીઆરમો દુહો બોલવાની રજા છે બાપ?"

"ભલે ભાઇ, તારી મરજી! સો વાર કબૂલ છે."

તુર્તજ બારોટે ગોઠણભર થઇને, બરડા ડુંગર તરફ બન્ને હાથ લંબાવી વારણાં લેતાં લેતાં દુહો લલકાર્યો કે

**અગીઆરે મેર અભંગ લોકુમાં લેખાત**
**(જો) નાથા જલમ ન થાત વંશમાં વાશીયાંગરાઉત**

૬

"નાથા ભાભા ! રામ રામ !"

"રામ ! આવો આવો, લીલા જોશી, ને પુંજા ચાંઉ ! આજ પોલે પાણુ તમે કયાંથી ભૂલા પડયા ?"

"આ તમારાં રાજ સિંહાસન ને તમારા રાજવૈભવ જોવા નાથા ભાભા ! બાકી તમારૂં કામ તો આજ મોટા ચમરબંધીને ય પડે એવું ખરૂં ને ? લ્યો, આ રૂપાળીબાએ એના ધર્મના માનેલ વીરને રાખડી દઇ મોકલી છે."

એટલું કહીને બે પરોણાઓએ સોનાની મૂઠવાળી એક તરવાર, ખંભે પહેરવાની સોનાની હમેલ, અને સાચો કીનખાપનો પોશાક થાળમાં ભરીને બારવટીયાની સમક્ષ ધરી દીધો.

"વાહ વાહ ! જેઠવાની જનેતાને તો એમજ શોભે ને ભાઇ ? રાજમાતા તો રાજમાતા જ છે. એની શી વાત ? મારે માથે ઘણાં ઘણાં હેતપ્રીત રાખે છે, રૂપાળીબાને પેટ તો અવતાર લીધે પાપ ટળે એવી એ જોગમાયા છે, ભાઇ !"

નાથો બોલતો ગયો ને બન્ને પરોણા એને રૂપાળીબાના મોકલેલા પોશાક પહેરાવતા ગયા. રાજભક્તિના પોરસ વડે નાથાની છાતી ફુલાઇને દોઢી બની ગઇ. ઉમળકો આણીને એણે પૂછ્યું "માને કે'જો, મારા સરખું કામ સુંપતા રહે. મા તો આપણાં હાડ ચામડીનાં ખાળુ કહેવાય."

"નાથા ભાભા ! માનાં દુઃખની વાત તો એક મા જાણે છે ને બીજા જાણે છે બજરંગ ! બાકી માને માથે તો ગુજારવી બાકી નથી રાખી !"

"કુણે ?"

"કામદારે : ઓતા ગાંધીએ : બીજા કોણે ? મલકમાં બીજા કોની મૂછે બબ્બે લીંબુ લટકે છે ભાઇ ?"

"પણ વાત તો કરો ભાઇ, શી શી વાતું બની ગઇ છે?"

"વાત શું? જે દિ'નું મોટા રાણાનું ગામતરૂં થયું, ને કુંવર ભોજરાજજી ઘોડીએ હતા, તે દિ'નો ઓતો ગાંધી માને સારતો નથી. રાજમાં પોતાનું ધાર્યું જ કરતો આવે છે. માનો તો વકર જ કાઢી નાખ્યો. માને ખાસડા બરોબર કરી મેલ્યાં. માને લાગી બે' કે ઓતો ગાંધી કયાંક કુંવરને મારી દેશે. એટલે માએ અમારો ઓથ લીધો. અમે માને અને કુંવરને ભાણવડ લઇ ગયા. આજ એ વાતને બાર વરસ વીત્યાં. હવે તો એજન્સીમાં પણ ઓતા ગાંધીને સુતરે જ દીવા બળે છે. એટલે રાણો તો ગાદીએ આવે ત્યારે ખરા! કોને ખબર, દેશવટે જ મા—દીકરાની આવરદા પૂરી થશે. કેમકે જેઠવાના ભાયાતો પણ એ વાણીયાની ભેરે થઇ ગયા છે ભાઇ!"

"ઠીક! લીલા જોશી! અને પુંજા ચાંઉ! ઝાઝી વાતુંનાં ગાડાં ભરાય. માને જઇને સાબદાં કરો. કુંવરને પણ તૈયાર રાખો. બે'નની રાખડીના બદલામાં નાથીયાનો કોલ છે કે જો મોઢવાડીના પેટમાં જ સાચેસાચ પાકયો હોઉં, તો તો આજથી એક મહિને ઓતા ગાંધીનાં હાંડલાં અભડાવી દઇને, અને ભાયાતુંને મોઢે ચુનાના પાવરા ચડાવીને પોરબંદરના તખતને માથે આપણા બાળા રાણાને મારે સગે હાથે ટીલાવું છું. નીકર પછી નાથીયાને બે બાપનો જાણજો."

બન્ને રાજદૂતોએ બારવટીયાના અંગનાં રૂંવે રૂંવે પોતાની બાજીની મનધારી અસર નજરોનજર દીઠી. ને બન્ને જણા બરડા ઉપરથી ઉતરીને ભાણવડ પહોંચી ગયા. આ બાજુ નાથાએ સોરઠમાંથી વીણી વીણીને એક હજાર મકરાણીઓને ભેળા કર્યા. અને ઓતા ગાંધીને સંદેશો મોકલ્યો કે "રાજકુંવર અને રાજમાતાને સંતાપતો અટકી જઇ, રાણાને ગાદીએ બેસારજે, નીકર દીહો નહિ મેલું."

પોરબંદરનું જેના હાથમાં કડે ધડે કારભાર, અને જેની અણીશુદ્ધ નીતિની એજન્સીમાં પણ છાપ, એવા ઓતા ગાંધીને તો

નાથીયા જેવા અરઢા ડુંગરના કાંકીડાની શી ખાસ્તી હોય ? ઓતો ગાંધી ગફલતમાં રહ્યા. અને નાથો પોરબંદરના દરવાજા ભાંગી, ચોકીદારોને ઠાર મારી, શહેરમાં આગળ વધ્યો. તોપખાને જઇ હાકલ દીધી કે "રાણાની આજ્ઞા સંભળાવું છું કે આ ઘડીએ જ ઓતા કામદારના મકાન સામે તોપું માંડી દ્યો. નીકર હમણાં મારા એક હજાર મકરાણી તમારાં શરીરનાં શાક રાંધીને જમી જાશે."

ઓતા ગાંધીની મેડી સામે તોપોના મોરચા મંડાઇ ગયા, કામદાર પોતાના જ ઘરમાં કેદી બન્યા. રાજકચેરીમાં દરબાર ભરીને નાથાએ રાણા વિક્રમાજીત (ભોજરાજ)ને ટીલાવ્યો, અને જેટલા જોવા ભાયાતો રાજની ચાકરીમાં રહીને રાણાને કનડગત કરતા હતા, તેને ચૂનાના પાવરા ચડાવ્યા. પોરબંદરમાં તો ઉડતાં પંખીડાં થંભી જાય એવી ધાક બેસી ગઇ. ઓતા ગાંધીને પોરબંદર છોડવું પડ્યું એમ પણ કહેવાય છે.

રાણાનો સાચો 'મામો' બનીને બારવટીયો પાછો પોતે પાછો ચાલ્યો ગયો.

૭

"ભગત ! આજ તો તેં કાળો કામો કર્યો. મલક આખામાંથી ઘોડાં શું મરી ગયાં હતાં કે તેં શીંગડાની દેવતાઇ જગ્યામાંથી મહંતની બે શીંગાળીયું કાઢી ?"

"હવે રાખ્ય રાખ્ય મેરાણી ! બારવટાં શું ઘોડાં વગર થાતાં હશે ? અને ત્યાં જગ્યામાં ક્યાં ઘોડાંની ખોટય છે ? પડ્યાં પડ્યાં ખાતાં'તાં તે કરતાં હું ક્યાં વાપરૂં નહિ ?"

"અરે પુરૂષ ! તે દિ' જામની ફોજ વાંસે થઇ'તી ને તું ભાગીને હરજી ભુટાણી મા'રાજના પગુંમાં પડી ગયો'તો તે વેળાનાં વેણ સંભાર, સંભાર એણે તને વચને બાંધ્યો'તો કે જોજે હો, શીંગડા માથે ગજબ કરતો નહિ, અને બીજું કહ્યું'તું કે મોઢવાડા માથે હાથ કરતો નહિ ! પણ તેં તો આપણી જનમભોમની પણ એબ ઉઘાડી કરી ! હુવાણુંના

છોકરાને બાન પકડીને ચાર હજાર કોરીયું પડાવી ! ભગત, બારવટું આથમવાનું ટાણું થઇ ગયું લાગે છે."

"વાંધો નહિ, એવાં તે વેણ કાંઇ પળાતાં હશે ? ધરમની ને દેવસ્થાનાંની વાતું કરવા બેસીએ તો માળા લઇને બેસી જાવું પડે. જોતી નથી, આજ હું જમની સામે ઝુઝી રહ્યો છું ?"

"અધરમને માર્ગે કોઇનાં બારવટાં ઉગ્યાં નથી. ને તેં મોટી ખોટય ખાધી છે. હજી કહું છું કે શીંગડે જઇને જગ્યામાં શીંગાળીયું પાછી મેલી આવ, ને આપણા ગામમાં ઇ લુવાણાની ચાર હજાર કોરીયું પાછી ચુકવી દે. નીકર મારી નજરૂંમાં આજ પોલો પાણો ડોલતો દેખાય છે હો ભગત !"

"મેરાણી ! તું ગાંડુડી થઇ લાગે છે !"

મોઢવાડે પોતાના કુટુંબને મળવા ગયેલો નાથો પોતાની સ્ત્રી સાથે આટલો કલહ કરીને સ્ત્રીના અબોલા દેખી અધરાતે બહાર નીકળી ગયો. અને કાળભર્યો પોલે પાણે ચડ્યો. તે વખતે જ આભમાંથી એક તારો ખર્યો. મોટી કોઇ જ્યોત જાણે ઓલવાઇ ગઇ. એનું મોત ઢુંકડું આવ્યું હતું. પોતાની બાઇડીએ ઉપર વર્ણવેલ બે વિશ્વાસઘાતો કરવાથી એના 'ભગત' નામને લાંછન લાગ્યું હતું. બારવટે બહુ ફાટ્યો તેથી એની બુદ્ધિ બગડી ચૂકી હતી. બેફિકર બનીને એણે ઉંઘ કરી. સવાર પડ્યું. હજુ તો નાથાના હાથમાં દાતણ છે, ત્યાં માર્ગે મેરોનું એક જૂથ આવતું દેખાયું. આવીને એણે નાથાને કહ્યું "ભાભા ! લોમ ભેળી થઇ છે. તે તમને બોલાવે છે."

"કયાં ભાઇ !"

"રીણાવાડાને પાદર."

"બહુ સારૂં હાલો."

રીણાવાડા ગામને પાદર, મેરોનાં સોળે ગામોમાંથી, કુંછડીઆ, મોઢવાડીયા, ખસ્તરીઆ, રાજસખા, એમ ચારે વંશના, પાઘડીનો આંટો લેનારા તમામ મેર ભેળા થયા છે. નાથો પરબારો

ગામમાં જઇને ગામની એક ગુપ્ત મેડીમાં સંતાયો. મેર કોમના થોડાએક આગેવાનોએ એ મેડી ઉપર બેસીને નાથા પાસે વાત મૂકી:—

"ભાભા ! તારે એકને કારણે અટાણે રાણાએ આખી નાતને ભરડો લીધો છે."

"શા રીતે ?"

"નપર થાકયું, સરકાર ખીજાણી, અને રાણાને માથે દબાણ થાય છે કે કાં તો બારવટીયાને પકડી ચો, નીકર રાજપાટ મેલી દ્યો."

"પછી ?"

"પછી શું ? આપણી ભોમ ભેળી કરીને રૂપાળીબાએ કહ્યું છે કે નાથાને સુંપી દ્યો નીકર અમારી ગાદી જાશે."

"ને રાણે શું કહ્યું ?"

"કહ્યું કે નાથાને જીવતો ઝાલી દ્યો તો જ મારાં પરીયાં પાણી પાવે."

"પછી તમે શો જબાબ દીધો છે ?"

"અમે તો આઠ દિ'ની અવધ દઇને આવ્યા છીએ."

"તો ભલે ! આખી નાતને સંતાપ થાતો હોય તો હું સુંપાઇ જવા રાજી છું. આજથી ચોથે જમણે તમે આવો. હું મારૂં કામ આટોપી લઇ, ખુશીથી તમ સાથે ચાલી નીકળું."

"ઠીક ત્યારે, અમે ચોથે દિ'એ આવીએ છીએ."

મેરોનું મંડળ ચાલી નીકળ્યું. અર્ધો એક ખેતરવા ગયા, ત્યાં તો પરબત કુંછડીઓ નામે મેર એકદમ ઉભો થઇ રહ્યો. સહુએ ચમકીને પૂછયું "કાં પબા ?"

"કાં શું ? તમે બધા દાઢી મૂછના ધણી થઇને હાથે કરીને નાથાને સુંપી દેવા હાલ્યા છો ? અંતરમાં કાંઇ લાજ શરમ ઉઠતી નથી ! મેરાણીને પેટ પાકયા છો ?"

"તે શું કરવું ?"

"તમારે કરવું હોય તો કરજો. હું તો તમારી નામર-દાઇમાં નહિ ભળું."

એટલું બોલીને પરબત નોખો તર્યો. પાછો મરડીને નાથા પાસે ગયો. કહ્યું કે

"ભાણા ! અમારો સહુનો મત નથી મળતો. માટે તું તારે કરતો હો તો કરજે."

એટલું કહી પાછા વળીને પરબતે બધા વષ્ટિવાળા મેરોની મંડળીને આંબી લીધી. સહુને છૂટા પડવાનું ટાણું થયું તે વખતે આખા મંડળમાંથી પાજી પૂંજો ખરતરીઓ બોલ્યો કે "ભાઇ ! હાલો, રાણાને જેવો હોય તેવો જવાબ તો દઇ આવીએ !"

"હાલો. ક્યાં રાણાની બીક લાગે છે ?"

પોરબંદર જઇને પૂંજા ખરતરીઆએ રાજમાતાની અને રાણાની પાસે ખાનગી વાત ફોડી કે "માડી ! તમે જે પર-બતને 'ભાઇ' કહેલો છે, એણે જ જઇને નાથાને ચડાવ્યો છે. અમારી વષ્ટિ એણે ધૂળ મેળવી છે. એની સાથે લાધવો, રાણો બડવો વગેરે સાત જણ પણ ભળી ગયા છે. માથે રહીને નાથાને લૂંટ કરાવનારા એ ચાર જણા જ છે. હવે તો ઇ જાણે ને તમે જાણો."

રૂપાળીબાએ એ સાતેના હાથમાં હાથકડી ચડાવી દીધી. સાતે કેદીઓ દરબારગઢના ચોકમાં ઉભા છે. સાતમાંથી સિંહ સરખા જોરાવર લાધવાએ હાથકડી મરડીને તોડી નાખી, "આ તો તારી ચુડલીયું !" એમ કહીને ચોકીપહેરા વચ્ચેથી વકરેલ પાડા જેવો એ વછૂટ્યો. છૂટીને દોડ્યો દરબારગઢની મેડી માથે. દિલમાં હતું કે પારણે હીંચતા કુંવરને મારા ખોળામાં લઇ લઉં ! તો જ મને કુંવરના જીવના જોખમ ખાતર જીવતદાન દેશે ! પણ ઠેકીને મેડીએ ચડવા જાય ત્યાં તો દોટ કાઢીને પૂંજા

ખસ્તરીઆએ એના પગ ઝાલી લીધા. આંરબે આવીને લાધવાને જમૈયો માર્યો. બીજા છએને તોપે ઉડાવ્યા. મરતા મરતા છયે જણ બોલ્યા કે "ફકર નહિ. નાથા ભગત સામે ખુટલાઇ કરીને જીવવા કરતાં તોપને મોઢે મરવું શું ખોટું છે?" રમતા રમતા છયે જણા તોપને મોઢે બંધાઇ ગયા. પોરબંદરમાં વીરડીને નાકે એ તમામની ખાંભીઓ છે.

(૮)

રૂપાળીબાએ પૂંજા ખસ્તરીઆને બોલાવીને પૂછ્યું "પૂંજા ભાઇ! હવે નાથાનું શું કરશું? એજન્સી બહુ અકળાઇ ગઇ છે. અને આપણા રાજને જફા લાગશે."

"માડી! મને રાજનું ઉંચા માયલું ઝેર આપો, એટલે હમણાં નાથાનું મડું લાવીને હાજર કરૂં. બાકી તમારી ફોજના તો એ ફૂકડા જ કરી જાશે. મરને વહાણમાંથી તોપું ઉતરે!"

"એનું શું કારણ છે?"

"માડી, એના સાથળની માલીકાર શિયાળશીંગી ને મોણ-વેલ ભરી છે. એના અંગ માથે તોપગોળા કેર ન ફાવે. હથીઆરે તો એ મરી રહ્યો. માટે લાવો ઝેર. હમણાં એનો ઘડો લાડવો કરી નાખું છું."

ઉંચી જાતનું ઝેર રૂપાળીબાના ગુમમાં ગુમ ડાબલામાંથી મેળવીને પુંજો ચાલતો થઇ ગયો.

•

આટે ડુંગરથી ઉતર્યો નાથો, માઠાં શકન થાય
ડાબી તે ભેરવ કકળે નાથા! જમણાં જાંગર જાય

મોહાને મારવો નો'તો!
ભગત તો સાગનો સોટો!

કડયે કટારાં વાંકડાં નાથા, ગળે ગેંડાની ઢાલ,
માથે મેવાડાં મોળીયાં નાથા! ખંભે ખાંતીલી તરવાર

## મોતને મારવો નો'તો
## ભગત તો સાચનો સોટો !

*

"ભગત ! આજ એક વાર ભાઇબંધોનું કહેવું માન્ય, માઠાં શકન થાય છે. અને આજ ભલો થઇને ઘોડી પાછી વાળ્ય."

"અરે ભાઇ ! બો'નને ઘેરે જાવામાં શી બીક હુતી ? અને શકન અપશકન કોઇ દિ' નથી જોતાં તો આજ શીદ જોવાં ?"

"ભગત ! અમારૂં હૈયું તો આજ કબૂલતું નથી."

"તો તમારે વળવું હોય તો વળી જાવ. બાકી મારે તો આજ હાથલે પોગીને હરજી ગોરને ઘેરે ખાધા વિના છૂટકો નથી. મને રોટલા ખાવાનું નોતરૂં છે. અપશુકન ભાળીને નાથો પાછો વળ્યો, ઇ વાત જો બો'નને કાને જાય તો બચાડી જીભ કરડીને મરે ને ! માટે તમને ભરોસો ન હોય તો ખુશીથી વળી જાવ."

બે જણા, પાછા વળ્યા. બાકીનાને લઇ બારવટીયાએ બ્હેનને ઘેર જમવાના ઉલ્લાસમાં બરડાની ગાળીમાંથી ઘોડીને ઉતારી. હાથલા ગામમાં હરજી થાનકી નામે મેરોનો ગોર હતો, તેને ઘેર જે બાઇ હતી (બનતાં સુધી તો દીકરાની વહુ હતી) તેને બારવટીયાએ ધર્મની બ્હેન કહી હતી. હરજી થાનકીના ઘરમાં નાથાએ થોકે થોક લૂંટની કમાણી ભરી દીધી હતી. આજ એના ઘરમાં જ પૂંજાએ ઝેર ભેળવેલી રસોઇ કરાવીને તૈયાર રખાવી છે. કાગને ડોળે નાથાની વાટ જોવાય છે.

જ્યાં નાથો હાથલા ગામના નેરામાં આવ્યો ત્યાં આડો કાળો એરૂ ઉતર્યો. સાથીઓએ ફરીવાર ચેતાવ્યો કે "ભગત ! આ બીજી વાર માઠું ભળાય છે. હજી કોઇ રીતે વળવું છે ?"

"જો વળું તો તો મારો જન્મારો લાજે. અને જગદંબા જેવી બો'ન ગળાટુંપો ખાય."

ચાલ્યો. ઘોડીએ હરજી મહારાજની ડેલીએ આવીને હેતની હાવળ નાખી. છેવાડા ઘરની ઓસરીની થાંભલીએ પોતાની

ધર્મની બ્હેન ઉભી છે. એના ગ્હોં ઉપર મશ ઢળી ગઇ છે. નાથાએ સાદ કર્યો "કાં બો'ન, પોગ્યા છીએ હો કે !"

બાઇએ હાથની ઇસારત કરીને હળવેથી કહ્યું "ભાઇ ! આંહી જરીક આવી જાજો !"

"અજવાડી ઉતારો કરીને આવીએ છીએ બાપા !"

"પછી તો આવી રહ્યા મારા વીરા !"

એ વેણ બોલાયું પણ બારવટીયાને કાને પહોંચ્યું જ નહિ. નાથો મહેમાનને ઓરડે ઉતારો કરવા ગયો. પરબારા હરજી થાનકીએ પરોણાઓને થાળી ઉપર બેસાર્યા. રંગભરી વાતો કરતાં કરતાં ગોરે મીઠી મીઠી રસોઇ જમાડી. ચાર ચાર કોળીયા ખાધા ત્યાં તો ચારેની રગેરગમાં ઝેર ચડી ગયું. નાથાની જીભ ઝલાવા લાગી. થાળીને બે હાથ જોડી નાથો પગે લાગ્યો, એટલું જ બોલ્યો કે "હરજી ગોર ! બસ ! આવડું જ પેટ હતું ? બીજું કાંઇ નહિ, પણ મને ઝેર દઇને નહોતો મારવો. મારે હથીઆરે મરવું હતું !"

ત્યાં તો નાથો ઢળી પડ્યો. પુંજો ખસ્તરીઓ વગેરે ચાર જણાએ દોડીને એના મરતા દેહ ઉપર એક સામટી બંદુકો વછોડી. પણ ગોળીઓ કોઇ પણ રીતે લાગી જ નહિ ત્યારે અવાચક બનેલા નાથાએ પોતાના સાથળ સામે આંગળી ચીંધાડી અને લોચા વળતી જીભ વડે મહેનત કરીને સમસ્યામાં સમજાવ્યું.

"હાં હાં ! શિયાળશીંગી ને મોણવેલ ત્યાં સંતાડ્યાં છે ખરું ને ?"

મરતાં મરતાં બારવટીયાએ "હા" કહેવા માટે ડોકું ધુણાવ્યું.

હત્યારાઓએ એનો સાથળ ચીરીને બન્ને ચીજો બહાર કાઢી ફેંકી દીધી. તુર્ત જ નાથાનું શરીર ઢીલું કાચ સરીખું બની ગયું. જીવ ચાલ્યો ગયા પછી એના નિર્જીવ શરીરને ઘસડીને

દુશ્મનો દૂર લઇ ગયા. એનું માથું કાપ્યું. પુંજો એ માથું ઉપાડીને પોરબંદર ઇનામ લેવા પહોંચ્યો. સરકારે નાથાનું માથું લાવનાર માટે ઇનામ કાઢ્યું હતું. એજન્સીનો ગોરો સાહેબ ત્યાં હાજર હતો. એણે તો નજર કરીને જ સમજી લીધું કે જવાંમર્દીથી નહિ, પણ ઝેરથી જ આ બારવટીયાને માર્યો દેખાય છે!

પુંજાને ઇનામ ન મળ્યું. રાજ્યોએ એ રીતે નાથાના પ્રાણ લેવરાવ્યા. મેરાણીઓ આજ પણ ગામેગામ ગાય છે કે

મોઢાને મારવો નો'તો
ભગત તો સાગનો સોટો!



# હવે પછીના બ્હારવટીયા

ઓખામંડળના વાઘેરો
રવોજી ને કલોજી
મોવર સંધવાણી
કાદુ-મકરાણી
ગીગો મહીયો
રામ વાળો
જોગીદાસ ખુમાણ
શાદૂળ ખસીયો
જેસોજી વેજોજી

આ બધાંનાં સાંગોપાંગ વૃત્તાંતો, ચાલુ પુસ્તક જેવડા કદના બે વિભાગોમાં વ્હેંચાઇને બહાર પડશે. સાથેસાથ યુરોપ આદિનાં બ્હારવટાં કેવાં થતાં હતાં, તેના નમુનાઓ પણ શામિલ રખાશે. બ્હારવટાંની મીમાંસા કરતો એક લાંબો પ્રવેશક અપાશે.

